# CHARACTER :—

## INFLUENCE OF CHARACTER,
## HOME POWER,
## COMPANIONSHIP AND EXAMPLE.

TRANSLATED FROM CHAPTERS I, II & III

OF

SMILES' CHARACTER

BY

**MAHALAKSHMI.**



Bombay

GANPAT KRISHANAJI'S PRESS



1891

*Price R.* 1—4—0

૫૪૫૮

# લક્ષણ:—

## લક્ષણની અસર,
## ઘરસત્તા,
## સોબત અને દાખલો.

સ્માઈલ્સકૃત "કૅરેક્ટર" નામના પુસ્તકના

પેહેલા, બીજા તથા ત્રીજા પ્રકરણ ઉપરથી

ભાષાંતર કરનાર

**સૌ. મહાલક્ષ્મી.**

---

**મુંબઈ**

ગણપત કૃષ્ણાજી પ્રેસ

---



---

**સંવત ૧૯૪૭**

સન ૧૮૯૧

**કિંમત રૂ. ૧. ૪. ૦**

TO

HER EXCELLENCY

FANNY GEORGIANA JANE

# LADY REAY, C.I.

In admiration of her many noble virtues

AND

ceaseless efforts for the amelioration of the condition of the women of India, no less than for her personal kindness to the

TRANSLATOR,

*This little book is dedicated with Permission*

by

MAHÁLAKSHMI.

હર એક્સેલન્સી

પ્રેની જીઓરજીઆના જેઈન

# લેડી રે, સી. આઈ.,

ને

તે નામદારના ઘણા સદ્ગુણો,

**તથા**

હિંદુસ્તાનની સ્ત્રિઓની સ્થિતિ સુધારવા સંબંધી તેમના

હમેશના પ્રયત્નોની પ્રસંશામાં,

તેમજ ભાષાંતર કર્ત્તા તરફ તેમણે જે માયાળુ ભાવ

દર્શાવેલા છે તેની યાદગીરીમાં

આ નાનું પુસ્તક અર્પણ કર્યું છે.

મહાલક્ષ્મી.

## પેહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

**પ્રિય સખિઓ.**—આ ભાષાંતર પ્રગટ કરીને મારો હેતુ કંઈ ગ્રંથકર્ત્તા તરીકે ગણવાનો નથી. મારામાં ગ્રંથ કરવા જેવી શક્તિ નથી એમ મારે કબૂલ કરવું જોઈએ. ગુજરાતી ભાષાનો અભ્યાસ પણ મેં શાળામાં કર્યો નથી પણ ઘેર કર્યો છે. થોડો ઘણો અભ્યાસ કર્યા પછી મને અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવાની ઇચ્છા થઈ, પણ ઘરસંસારની અડચણને લીધે તે પણ નિયમ પ્રમાણે થયો નહીં. પણ જે સેહેજ અભ્યાસ થયો તેમાં **સ્માઈલ્સના** બનાવેલા **લક્ષણ** વિષેના પુસ્તકમાં બીજું પ્રકરણ મારા વાંચવામાં આવ્યું. તે વિષય મને ઘણો પસંદ પડયો અને એક મિત્ર તરફથી એવી સલાહ મળેલી કે જો કોઈ અંગ્રેજી પુસ્તકનો તરજુમો કરશો તો અંગ્રેજીની સારી માહીતી થશે તેથી મેં એજ પ્રકરણનો મારી શક્તિ પ્રમાણે તરજુમો કર્યો.

હવે એ મારા કરેલા ભાષાંતરનો વિષય મને ઘણો પસંદ પડવાથી મારી મરજી એને છપાવવાની થઈ, પણ વિષય જેટલો સારો મને લાગ્યો તેના પ્રમાણમાં મારી લખેલી ભાષા બહુ ઉતરતી લાગી. અંગ્રેજી પુસ્તકજ જરા ભારે ઢબથી લખાયલું છે એટલે એનું ભાષાંતર તો કેમ સરળ થઈ શકે અને તે પણ વળી મારા જેવી શિખાઉથી તો કેમજ થાય.

આ મારૂં લખેલું ભાષાંતર મેં મારા વિદ્વાન મિત્રોના હાથમાં સોંપ્યું. તેમણે એમાં થોડો જરૂર જેટલો સુધારો કર્યો છે તેને સારૂ તેમનો હું આ ઠેકાણે અંતઃકરણથી ઉપકાર માનું છું. તેમજ આમાં જે પદ્ય છે તે વળી એક મિત્રે રચી આપેલું છે, તેને સારૂ તેનો ઉપકાર માનું છું.

આ મ્હારો પેહેલો યત્ન છે એટલે ભાષામાં દોષ હશેજ જે દરગુજર કરવા મારી સર્વે વાંચનારને વિનંતિ છે.

સુરત, ગોપીપુરા.
ફેબ્રુઆરી ૧૮૮૭ } **મહાલક્ષ્મી.**

# બીજીઆવૃત્તિની પ્રસ્તાવના.

સને ૧૮૮૭ ની સાલમાં ' ઘરસત્તા ' એનામથી સ્માઈલ્સકૃત ' લક્ષણ ' નામના પુસ્તકના બીજા પ્રકરણનું ભાષાંતર મેં પ્રગટ કર્યું હતું. તે આવૃત્તિને માયાળુ વાંચક વર્ગ તરફથી અણધાર્યો આવકાર મળવાથી બીજી આવૃત્તિ કરવાનો વખત આવ્યો. એટલામાં સ્માઈલ્સના પુસ્તકના પહેલા તથા ત્રીજા પ્રકરણનુ ભાષાંતર મેં તૈયાર કર્યું હતું તે પણ મારી પ્રિય સખિયોને નિવેદન કરવું એમ મનમાં આવ્યાથી ત્રણે પ્રકરણોનું ભાષાંતર આ રૂપમાં પ્રકટ કીધું છે. પ્રથમ કહ્યું હતું તેમ અત્રે પણ મારે કહેવું જોઇયે કે મારી ભાષા વિગેરે તપાસતાં તે કંઈ ગ્રંથકર્ત્તાના નામને લાયક નથી. પણ મારે કંઈ ગ્રંથકર્ત્તા તરીકે ગણાવવાનો હેતુ નથી ને એક સ્ત્રીના પ્રથમ પ્રયત્ન તરીકે "ઘરસત્તા" ને જે આવકાર મળ્યો હતો તેજ મને હાલનું પુસ્તક પ્રગટ કરવા પ્રેરેછે.

મારા વિદ્વાન મિત્રોએ આ આવૃત્તિ જોઈ જવા તથા સુધારો કરવા જે કૃપા કીધી છે તેમનો ઉપકાર માનવાનું મારે ભુલવું જોઈએ નહિ.

સુરત, ગોપીપુરા.
ડીસેમ્બર ૧૮૯૧

મહાલક્ષ્મી.

# પ્રકરણ ૧.

## લક્ષણની અસર.

"દેશની આબાદાનીનો આધાર તેની ભારે મહેસુલ અથવા મજબુત કીલ્લાઓ ઉપર અથવા સાર્વજનિક મકાનોની સુંદરતા ઉપર રહેતો નથી. પણ તેનો ખરો આધાર તેના કેળવાએલા પૌરીકોની સંખ્યા ઉપર, વિદ્યા, તથા સારાલક્ષણવાળા માણસો ઉપર રહેલો છે. અને તેમાંજ દેશનો ખરો સ્વાર્થ, મુખ્ય જોર અને ખરી સત્તા સમાયેલાં છે."

દુનીયામાંલક્ષણ એ સૌથી ઉમદા અને શ્રેષ્ઠ ગણેલું છે. અને લક્ષણ એજ મનુષ્યમાં ઉંચાપણું અને શ્રેષ્ઠતા બતાવેછે, કેમકે એથીજ માણસ સૌથી સારો કે નઠારો કહેવાયછે. બુદ્ધિમાન માણસ તેની જીંદગીના દરેક ભાગમાં ચઢીઆતો ગણાએલોછે. તેમજ ઉદ્યોગી, પ્રમાણિક, અને ઉમદા વિચારવાળાં, કામમાં ચોખ્ખા એવાં માણસ મનુષ્ય જાતને માન આપનાર ગણાએલાંછે. આવાં માણસોને માનવાં, તેઓના ઉપર ભરોસો રાખવો, અને તેઓ વર્ત્તે તેપ્રમાણે વર્ત્તવું એ તો સ્વાભાવિકજછે. અને એવાં એવાં માણસો

વડે દુનીયા પ્રકાશેછે, નહિ તો તેમાં બધું સુનકાર માલમ પડત.

બુદ્ધિમાન પુરૂષ વખણાયછે, અને લક્ષણથી કીર્તિ પામેછે. બુદ્ધિ એ મગજને તેજ આપેછે, અને લક્ષણ એ અંતઃકરણ ખીલવેછે, અને અંતઃકરણ જીંદગીમાં લાંબો વખત સુધી રાજ કરેછે. બુદ્ધિમાન પુરૂષ મંડળીની બુદ્ધિને દર્શાવેછે, અને તેઓ વખાણને પાત્ર થાયછે. ને લક્ષણી પુરૂષો હૈયું દર્શાવેછે અને તેજ દાખલારૂપી થાયછે. મોટાં માણસો હમેશાં થોડાંજ થાયછે. ખરેખર દુનીયામાં મોટાં માણસ એટલાં બધાં થોડાંક છે કે, તેઓને મોટાં અને સારાં થવાની તક થોડીજ મળે. દરેક માણસે પ્રમાણિક અને માનપૂર્વક રીતે ચાલવું જોઈએ. ઈશ્વર તરફથી જે તેને બક્ષાસો મળીછે તેને સારી રીતે વાપરવી જોઇએ. અને તેનો નઠારે ઉપયોગ નહિ કરવો જોઇયે. દુનાયામાં સૌથી સારા થવાને યત્ન કરવો જોઈએ. અને નજીવી બાબતોમાં પણ તેઓએ સત્યતા, વાજબીપણા, પ્રમાણિકપણા, અને નિમકહલાલીથી વર્તવું જોઈએ. જે સ્થિતિમાં ઈશ્વરે તેમને મૂકલાં છે, તેના પ્રમાણમાં ફરજ બજાવવી જોઈએ. આવી રીતે માણસે પોતાની ફરજ બજાવવાનું કામ જોકે સાધારણ

દેખાયછે, તો પણ તેજ જીંદગીની અને લક્ષણની મોટી પ્રતિમા થઈ પડેછે. એમાં કંઈ પરાક્રમ નથી. પણ સાધારણ રીતે માણસો પરાક્રમી હોતા નથી અને એજ બંધનકારી ફરજ માણસને શ્રેષ્ઠ સ્થિતિમાં રાખેછે. હમેશનાં સાધારણ કામકાજમાં પણ તે તેવીજ રીતે કામ લાગેછે. સાધારણ ફરજ એજ માણસની જીંદગીમાં સુખછે. જે સદ્ગુણો હંમેશાં સાધારણ ઉપયોગમાં આવેછે, તે ઘણાજ અસરકારકછે, તેઓ ઘણા કામ લાગેછે, અને ઘણો વખત સુધી રહેછે. ઘણા ઉંચા સદ્ગુણો જે સાધારણ માણસને મળી શકતા નથી, તે ભય અને લાલચનાં મૂળ થઈ પડેછે.

બર્કે કહ્યું છે તે ખરૂં છે કે જે મનુષ્યમંડળ પરાક્રમી સદ્ગુણ ઉપર આધાર રાખેછે, તેમાં કાંતો નબળાપણું અથવા ઉડાઉપણું રહેલું છે.

દાકતર એર્બટ જે પછીથી આર્ચબિશપ આફ કેન્ટરબરી થયો તેણે તેના મરનાર મિત્ર ટૉમસ સેકવિલનું કે જન્મચરિત્ર લખ્યું છે, તેમાં તેનાં રાજકારભારી તરીકેનાં ગુણ કહ્યા નથી, તેમ કવિ તરીકે તેની બુદ્ધિનાં વખાણ કીધાં નથી, પણ તેની જીંદગીની ફરજના સંબંધમાં સાધારણ માણસ તરીકે કીધાંછે. તેણે કહ્યું છે કે, તેનામાં

ઘણા ઘણા તોફા ગુણો રહેલા છે. તે એ કે! કોઈ માણસ પોતાની સ્ત્રીને તેના કરતાં વધારે ચહાતું નહિ. ૨. તેના કરતાં કોઈપણ માણસ પોતાના છોકરાં ઉપર વધારે વહાલ બતાવતું નહિ હોય. ૩. તેના કરતાં કોઈપણ માણસ પોતાના શત્રુના ઉપર વધારે નમ્ર રહેતો નહિ. ૪. તેના કરતાં કોઈપણ માણસ તેના મિત્રને મદદ કરવાના કામમાં વધારે તત્પર રહેતો નહિ હોય. ૫. એના કરતાં કોઈપણ માણસ પોતાનું વચન વધારે પાળતો નહિ હોય એ વાતતો ખરીછે કે માણસનું ખરેખરૂં લક્ષણ જે માણસો તેની સાથે કંઈ પણ સંબંધમાં હોય તેની સાથે વર્ત્તણુક ચલાવવાની અને તેવી સાધારણ રીતે હંમેશની ફરજ બજાવવાની રીતથી આપણે વધારે શીખી શકીયે. પણ ગ્રંથકર્ત્તા, ભાષણકર્ત્તા, અથવા કારભારી તરીકે તેનાં જાહેરાત કામોથી જણાઈ આવતું નથી. તેમજ ફરજ એ સાધારણ માણસને સાધારણ કામકાજમાં કામ લાગેછે એટલુંજ નહિ પણ તે વળી મહાન લક્ષણવાળાપુરૂષોને પણ મદદ થઈ પડેછે. કદાચ તેઓની પાસે ધન દોલત અથવા વિદ્યા હોતાં નથી તોપણ તેઓનામાં પ્રમાણિકપણું, સત્યતા અને ફરજ હોયતો બસછે. જે માણસ નિમકહલાલીથી પોતાની ફરજ બજાવવાને યત્ન કરેછે

તે માણસ જે મતલબથી ઈશ્વરે તેને પેદા કીધા હોય તે મતલબ પાર પાડેછે. અને માણસાઉ લક્ષણનાં મૂળતત્વો ગ્રહણ કરેછે.

ઘણાં ખરાં માણસોને માટે એમ કહેવાયછેકે દુનિયામાં તેઓની પાસે લક્ષણ શિવાય બીજું કંઈ નથી તોપણ તેઓ મુગટધારી રાજાની પેઠે દ્રઢતાથી ઊભા રહેછે.

બુદ્ધિગમ્ય કેળવણી એ લક્ષણને સ્વચ્છ અથવા શ્રેષ્ઠ કરવામાં ઘણી જરૂરની નથી. ન્યુ ટેસ્ટમેન્ટમાં માણસના મન અને લક્ષણ સુધારવા વિશે ઘણી શિખામણ છે, પણ બુદ્ધિના દાખલા તેમાં ઘણાજ જુજછે. જયોર્જ હર્બર્ટ કહેછેકે સારાં લક્ષણનો થોડો જથો એ વિદ્યાના એક બુશલની બરોબરછે. એ ઉપરથી આપણે એમ નહિ સમજવુંકે વિદ્યા ધિક્કારવી, પણ એમ સમજવું કે, તે વિદ્યાની સાથે હોવી જોઈએ. બુદ્ધિ કોઈ કોઈ વખતે નીચમાં નીચ માણસમાં જોવામાં આવેછે. ઉંચા દરજાના માણસોમાં તે નીચ ગુલામગીરીની સાથે, ને હલકા દરજાના માણસોમાં તે મગરૂરીની સાથે જોવામાં આવેછે. કોઈ માણસ હુન્નર, વિદ્યા, ને શાસ્ત્રમાં પ્રવિણ હોય, તો પણ જો તે અપ્રમાણિક, દુર્ગુણી, અસત્યવાદી, અને

ફરજ બજાવવામાં પાછળ હોય, તો તે ગરીબ અને અભણ ગામડીઓ કે જે પ્રમાણિક સદ્ગુણી, સત્યવાદી અને ફરજ બજાવવામાં તત્પર હોય, તેના કરતાં નીચ ગણાશે. પરચીસે તેના મિત્રને એવું લખ્યું કે વિદ્વાન માણસોને માન આપવું એવો તારો આગ્રહ છે, એક હું કહું છું કે, **તથાસ્તુ**. પણ તેજ વખત તું ભૂલી જતો નહીં કે, મનનું મોટાપણું, ઉંડાવિચાર, અને દુનિઆમાં અનુભવ, રીતભાતમાં મર્યાદા, કામમાં બુદ્ધિ અને મનશક્તિ, સચ્ચાઈનો પ્રેમ, પ્રમાણિકપણું અને મળતાવડાપણું આ બધું ઘણા વિદ્વાન માણસ પાસે પણ કેટલીક વખત હોતું નથી.

સર વૉલ્ટર સ્કૉટના સાંભળતાં વિદ્યા સંબંધી બુદ્ધિ અને પ્રવિણતાના ઉપર એક માણસે એવી ટીકા કીધીકે, સઘળી બાબતોમાં જાણે તેઓ વખાણ અને માનમાં સર્વોપરીછે. એવું જોયું, ત્યારે તેણે કહ્યું કે ખરે. ઈશ્વર આ શો ગજબ. જો એ ખરેખરૂં મૂળતત્વ હોયતો દુનિઆ ઘણી કંગાળ અવસ્થામાં આવીપડે. મેં મારા વખતમાં પુષ્કળ ચોપડીઓ વાંચીછે અને તેનું અવલોકન કીધું છે. કેળવણી પામેલાં ઉમદા અને પ્રખ્યાત માણસોની સાથે પુષ્કળ વાત ચીત કીધીછે, પણ હું તમને ખાત્રીથી

કહું છું કે દુઃખ અને મુશ્કેલાઈને વખતે ગરીબ વગર કેળવણી પામેલા પુરૂષો અને સ્ત્રીઓના હોઠમાંથી વધારે ઉંચા વિચારો નીકળતા મેં સાંભળ્યાછે. અને વળી મિત્ર અને પાડોશીની સ્થિતિવિષે સાદા વિચારો બોલતા મેં સાંભળ્યાછે. પણ એવા વિચારો મને બાઈબલમાંથી પણ મળી આવતા નથી.

જ્યાં સુધી આપણા મનની કેળવણીને ચંદ્રમાના તેજની પેઠે ગણીશું નહિ ત્યાં સુધી આપણા નસીબ અને ધંધાને ખરેખરી રીતે ઓળખી શકીશું નહિ.

દોલત એ લક્ષણ સુધારવામાં વિદ્યાના કરતાં ઓછો સંબંધ ધરાવેછે. એથી ઉલટું તે વળી બગાડ અને માનભંગ કરવાનું ઘણી ખરી વાર કારણ થઈ પડેછે. એક તરફ દોલત અને બગાડ, બીજી તરફ મોજ શોખ અને દુર્ગુણ એ એક બીજાની સાથે નીકટનો સંબંધ રાખેછે. અને જો દોલત, નબળા મન, અપૂર્ણ સ્વસત્તાવાળા અને ખરાબ વિકારવાળા માણસના હાથમાં પુરતી હોય તો તે વળી માણસને લલચાવેછે, ને જાળમાં નાંખવાનું કારણ થઈ પડેછે. એટલુંજ નહિ પણ તે પોતાની જાતને અને બીજાઓને ઘણીજ નુકશાન કર્ત્તાછે. એથી ઉલટું, દરિદ્રતા એ ઉંચા પ્રકારનાં લક્ષણની સાથે અનુ-

ફુળ થઈ પડેછે. તે ફક્ત ઊદ્યોગથી, કરકસરથી અને પ્રમાણિકપણાથી માણસને દોરવેછે. એમ છતાં પણ તે ખરેખરા માણસને ઉંચી પદવીએ ચઢાવેછે. બર્ન્સના બાપે જે સલાહ તેને આપીછે તે સૌથી સારીછે. તે એછેકે, જો મારીપાસે એક પણ પાઈ રહે નહિ તો પણ મારે માણસાઉપણે ચાલવું જોઈએ, કેમકે પ્રમાણિક, અને માણસાઉ અંતઃકરણ શિવાય માણસ કંઈ કિંમતનો ગણાતો નથી.

એક લખનારે ઊત્તર તરફનાં કાંઉટીમાં રહેનાર એક મજુરનું સ્વચ્છમાં સ્વચ્છ અને ઉમદામાં ઉમદા લક્ષણ જણાવ્યુંછે, તે એકે અઠવાડીયામાં ૧૦ શિલિંગ કરતાં વધારે પેદા કરતો ન હોતો તો પણ તે પ્રમાણિકપણાથી તેના કુટુંબનું પોષણ કરતો હતો. સાધારણ ગામઠી નિશાળમાં તેણે ફક્ત સાધારણ કેળવણીના મૂળતત્વોનું જ્ઞાન મેળવ્યું હતું. તો પણ તે આગળ જતાં ડાહ્યો ને વિચારવંત થયો. તેની પુસ્તકશાળામાં બાઈબલ, ફ્લેવેલ અને બોસ્ટન નામની ચોપડીઓ હતી, જે થોડાજ વાંચનારાઓએ પહેલી શિવાય ઘણું કરીને સાંભળી હશે. આ ભલો માણસ વર્ડસવર્થના પ્રખ્યાત વોન્ડરરની જગ્યાએ બેશી શકે. ત્યારપછી તેણે ભક્તિ અને

કામમાં નમ્ર જીંદગી કાઢયા પછી તે મરી ગયો. તે તેની પાછળ અનુભવી ડાહપણ અને ખરેખરી ભલમનસાઈ અને સારૂં કામ કરવાને મદદ માટે નામ મૂકી ગયો. કે નીમોટા મોટા અને પૈસાદાર માણસોપણ અદેખાઈ કરે-છે. જયારે લુથર મરી ગયો ત્યારે તેના વીલમાં દર્શાવ્યા પ્રમાણે તેની પાસે કંઈ રોકડ પૈસા અથવા કોઈ પણ જાતના શિક્કારૂપી ખજાનો મૂકી ગયો ન હોતો. તે તેની જીંદગીના એક ભાગમાં એટલો બધો ગરીબ હતો કે તેને તેની રોટલી પેદા કરવાને ખરાદીનું, માળી અને ઘડી-આળ બનાવવાનું કામ કરવાની જરૂર પડી. એમ છતાં પણ જોકે તે આવાં કામો તે પોતાને હાથે કરતો, તો પણ તેજ વખતે તેના દેસનાં લક્ષણ સુધારતો હતો, અને તે સઘળા જર્મનીના શાહજાદાના કરતાં વધારે નીતિમાં સ-ત્યવંત અને ઘણોજ માન પામેલો ગણાયો અને તેના પ્રમાણે ઘણા માણસો વર્ત્યા.

લક્ષણ એજ મિલ્કત છે. તેજ માલમતામાં ઘણી ઊમદા છે. તે વળી સાધારણ સ્વેચ્છાવાળા અને મા-નપૂર્વક માણસોને સ્થાવર મિલ્કત થઈ પડે છે. અગર જો જે માણસ એમાં પૈસો નાંખે છે, તેઓ આ દુનિઆમાં, પૈસાદાર થતા નથી, તોપણ પ્રમાણિકપણે, વાજબીપણે

તેઓ માન અને વખાણ મેળવે છે, અને એ વાત તો ખરી છેકે, ઊદ્યોગ, સદ્ગુણ, અને ભલમનસાઈ એ તેને ઉંચી પદવીએ ચઢાવશે, અને જીંદગીમાં તેનાં વખાણ થશે અને સૌથી સારા માણસોમાં તે આગળ પડી આવશે. જો કોઈ પણ માણસ નિયમને ધીરજ અને દ્રઢતાથ વળગી રહીને ચાલે તો હેતુરૂપી સાદું પ્રમાણિકપણુ તેને જીંદગીમાં ઘણું આગળ દોરવશે. તે તેને સીધે રસ્તે લઈ જશે અને જોર અને ટેકો આપશે. અને દરેક ભારે કામનું મૂળ થઈ પડશે. સર બેનજામીન રડીયાર્ડે કહ્યું છેકે, કોઈ માણસ પૈસાદાર અથવા મોટો થવાને તેમજ ડાહ્યો થવાને બંધાએલો નથી, પણ તે પ્રમાણિક થવાને બંધાએલોછે.

હેતુરૂપી સારૂં પ્રમાણિકપણું એ ગંભીર મૂળ-તત્વોથી ઊસ્કેરાવું જોઈએ અને સાચવટ, પ્રમાણિકપણા-ને વાજબીપણાને આગ્રહથી વળગીરહીને તેની પાછળ મં-ડવું જોઈએ. અને તે મૂળતત્વો શિવાયનો માણસ એક દુર્ગુણના જેવોછે, કે જે વહાણ હોકાયંત્ર અને સઢ વગર હોય છે, અને જેમ પવનમાં આમતેમ ડોલા ખાયછે, તેના જેવો જાણવો. તે એક કાયદાશિવાયનો, નિયમ શિવાયનો, અથવા વાત, હકુમત અને વ્યવસ્થા શિવાયનો

છે એમ જાણવું. હ્યુમે એવું કહ્યું છે કે નીતિ સંબંધી મૂળતત્વો, એ મંડળાં અને લોકપ્રસિદ્ધ થઈ પડે છે. તેઓનો ગુર્દુણ અને અવ્યવસ્થા જે તેના સાધારણ દુશમન તેની સામો થાયછે. કંઈ સરકારી કામ સર રોમ જતાં કોઈએક સુશોભિત ભાષણકર્ત્તા એપીકટેટસની મુલાકાત લેવાને આવ્યો, કે જે તે સ્ટોઈકની પાસેથી કંઈ ફીલાસુફી શીખવાને ચહાતો હતો. એપીકટેટસે તેની કઠોરતાથી મુલાકાત લીધી કેમકે તે તેનું પ્રમાણિકપણું માનતો નહતો અને તેણે કહ્યુંકે તું તો મારી રીત ભાતની ટીકા કરેછે અને તું ખરેખરાં મૂળતત્વો શીખવાને ચહાતો નથી. પણ તે ભાષણકર્ત્તાએ કહ્યું કે, ઠીક આવી નજીવી બાબતમાં મારૂં મન દઉં તો હું ફક્ત તારા જેવો નાદાર થઈ જાઉં અને મારીપાસે કંઈ સરસામાન અને જમીન પણ રહે નહિ. ત્યારે એપીકટેટસે જવાબ દીધોકે, આવી ચીજોની કંઈમારે જરૂર નથી. બધી બાબતમાં તમે મારા કરતાં ગરીબ છો, મુરબ્બી હોય કે નહિ તેની હું જરા દરકાર રાખતો નથી. હું કોઈની ખુશામત કરતો નથી. પણ તમે તો દરકાર રાખોછો. હું તમારા કરતાં પૈસાદારછું. સિઝર મારે માટે ગમે તેવો વિચાર બતાવે પણ હું તેની દરકાર રાખતો નથી. હું કોઈની ખુશામત કરતો નથી.

તમારી સોનાની ને રૂપાની રકાબીને બદલે મારી પાસે આટલુંજછે. તમારી પાસે રૂપાનાં વાસણછે, પણ તમારામાં તર્ક શક્તિનાં મૂળતત્વો અને ઈચ્છાઓ મટોડીના જેવીછે. અને મારૂં મન એ મારા મનને એક રાજછે. અને તમારા આરામવગરના આળસુપણાને બદલે મારી પાસે પુષ્કળ અને સુખી ધંધોછે. અને તમારી સઘળી માલમતા તો મને થોડી લાગે છે, અને મારી મને ઘણી લાગેછે. તમારી ઈચ્છાઓ અસંતોષીછે, અને મારી સંતોષીછે.

દુનિઆમાં હોંશિઆર માણસની કંઈ ખોટ નથી તેમ વિલક્ષણ બુદ્ધિવાળાની પણ ખોટ નથી, પણ એવાં હોશિઆર માણસનો ભરોસો રાખી શકાય? તેમ વિલક્ષણ માણસનો રાખી શકાય? ના. તેનામાં સત્યતા એટલે સાચવટ ન હોય, તો રાખી શકાય નહિ. બીજા ગુણો કરતાં એ ગુણ એવો છેકે, તેમાં માન અને વખાણ પ્રાપ્ત થાયછે. સત્યતા એ દરેક માણસની શ્રેષ્ઠતાના ઉપર આધાર રાખેછે. તે પોતાના લક્ષણ ઉપરથી જણાઈ આવેછે. અને એ પ્રમાણે તે વળી ખરેખર દુનિઆમાં તેના કૃત્યમાં સાચવટ દેખાડી આપેછે. એનો અર્થ ભરોસો એવો થાયછે. અને બીજા માણસને

ખાત્રી કરી આપેછેકે તેના ઉપર ભરોસો રાખી શકાય. જ્યારે એવું માલમ પડે કે તેના ઉપર ભરોસો રાખી શકાય ત્યારે-કે જ્યારે તે કંઈ ચીજ જાણેછે એમ કહેતો-હોય અને ખરેખર તે તે જાણતો હોય કે જ્યારે તે કહેતો હોયકે આ ચીજ હું કરીશ અને તે જો કરી શકે, અને કરે ત્યારે—તે માણસ દુનિઆમાં અગત્યનો થઈ પડે છે, અને આ પ્રમાણે ભરોસો એ મનુષ્ય જાતના સાધારણ વખાણ અને વિશ્વાસનો પરવાનો થઈ પડે છે.

ધંધાના અથવા જીંદગીના કામકાજમાં લક્ષણના જેટલી વિચારશક્તિ કામ આવતી નથી. ને અંતઃકરણના જેટલું મગજ કામ આવતું નથી. અભિપ્રાયથી નિયમિત થએલી સ્વસત્તા, ધીરજ અને કેળવણી જેટલી વિલક્ષણ બુદ્ધિ કામ આવતી નથી. એ ઉપરથાં ખાનગી અથવા જાહેરાત જીંદગીના ઉપયોગને માટે વધારે સારી ગોઠવણ કરવામાં આવતી નથી. પણ ખરાપણાથી સાધારણ સારી અક્કલને દોરવવામાં સારો ભાગ લેછે. અનુભવથી કેળવા-એલી અને ભલાઈથી ઊસ્કેરાએલી સારી બુદ્ધિ વ્યવહારી ડાહપણ પેદા કરેછે. ખરેખર ભલાઈ ઘણો દરજ્જે ડહા-પણછે. ઘણુંજ ડહાપણ એટલે દુનિઆદારીનો પરલોક તથા સંબંધ બતાવેછે. સરહેનરી ટેઈલર કહેછેકે ડાહપણ અને

ભલાઈના વ્યવહારો ઘણાજ છે. એવો તર્ક કરવામાં આવે છેકે, તેઓ એક બીજા સાથે સંબંધ રાખેછે. માણસનું ડાહાપણ તેઓને સારા કરેછે, એટલા માટેજ નહિપણ તેઓની ભલાઈ તેઓને ડાહ્યા કરેછે.

જીંદગીમાં લક્ષણરૂપી બીજાના ઉપર હકુમત ચલાવનારી સત્તાને લીધે આપણે કેટલાક લોકોને તેમની અક્કલના પ્રમાણમાં ઘણીજ ભારે સત્તા ચલાવતા જોઈયે છિયે. તેઓ કંઈક ગુપ્ત સત્તા અને કંઈક અનામત પ્રતિષ્ઠાના સાધન નથી. વર્ત્તેછેકે જે તે છુપી રીતે ફક્ત દેખાઈત કરે છે. બર્કે ગએલા સૈકાના એક શક્તિમાન ઉમદા માણસને વિષે એવું કહ્યું છેકે, તેનામાં સદ્ગુણ એજ તેનાં સાધનો હતાં. છુપીવાત એ છેકે, આવાં માણસોની ધારણા ઉમદા અને સ્વચ્છ માલમ પડેછે. અને ભારે સત્તાથી બીજાઓની ઉપર તેઓ વર્ત્તેછે. અગર જોકે ખરેખરા લક્ષણી માણસોનું માન ધીમેધીમે વધતું જાયછે તો પણ તેઓનામાં જે ખરેખરા ગુણછે, તે બીલકુલ છુપાઈ રહેતા નથી. કેટલાક તેને ખોટું રૂપ આપેછે, અને બીજાઓને ખોટી રીતે સમજાવેછે. કમનશીબ અને સંકટ વખતે વખત તે ઉપર આવી પડેછે. પણ ધીરજ અને ખમાવશથી તેઓ આખરે માન અને ભરોસો કેજેને તેઓ લાયક હોય છે તે મેળવેછે.

શેરીડનને વિષે એવું કહેવાએલુ છે કે, જો તેનામાં ભરોસા લાયક લક્ષણ હોત, તો તે દુનિયાના ઉપર રાજ કરત. પણ તેનામાં તેની તંગી હતી. અને એને લીધે સુશોભિત બક્ષિસો ઘણું કરીને નિરૂપયોગી થઈ પડી. તે અંધકારમાં પડતો, અને આશ્ચર્ય પામતો, પણ રાજખટપટમાં અથવા દુનિઆમાં તેનું વજન અથવા સત્તા ચાલી નહિ. ફુરીલેઈનનો ગરીબ નાટકકરનારોપણ તેનાથી પોતાને શ્રેષ્ઠ ગણતો હતો. આ તેનાથી પ્રમાણે જયારે ડેલ્પીનીએ એક દહાડા તેના ચડેલા પગારને માટે કારભારીને ત્યારે કહ્યું શેરીડન તેને કઠોરતાથી ઠપકો દીધો અને કહ્યું કે, તું તારી પદવી ભૂલી ગયો છે. ત્યારે ડેલ્પીનીએ જવાબ દીધો કે, મોનશીયર સેરેડીન, નાના. ખરેખર હું ભૂલી ગયો નથી. હું સંપૂર્ણતાથી જાણું છું કે આપણી બેની વચમાં ઘણો ફેરછે. તારો જન્મ તારૂં કુળ અને તારી કેળવણી મારા કરતાં શ્રેષ્ઠછે. પણ લક્ષણ, જીંદગી અને ચાલચલગતમાં હું તારાથી ચઢીઆતોછું.

શેરેડીનથી ઊલટા બર્ક તો કે જે તેના દેશનો હતો તે લક્ષણી માણસ થઈ ગયો હતો. તેણે પાર્લમેન્ટમાં જગા લીધી તે પહેલાં તે ૩૫ વર્ષની ઊમરનો હતો એમ છતાં પણ તેણે ઈંગ્લાંડના રાજ્ય સંબંધી ઈતિહાસમાં

મોટું નામ મેળવવાની તક લીધી. તે મોટી બક્ષીસ-વાળો ને સર્વોત્તમ લક્ષણના જુસ્સાવાળો માણસ હતો. એમ છતાં પણ તેનામાં નબળાઈ હતી, કે જે તેને ભારે ખામી થઈ પડી. અને તે એ હતી કે તેના મિજાજનું ઠેકાણું નહોતું. તેની વિલક્ષણ બુદ્ધિ તેના તામસને ભોગ થઈ પડી. અને આ સ્વભાવની બક્ષીસ સિવાય સુશોભિત ગુણો તેને બીલકુલ વગર કિંમતના થઈ પડયા.

પ્રત્યેક માણસના નિયમ અને સત્તાના પ્રમાણમાં કાંતો વધારે અથવા ઓછી નાના પ્રકારની બારીક બાબતોથી લક્ષણ બંધાયછે. તેને કેળવણિ મળ્યા શિવાય એક પણ દહાડો જતો નથી, કાંતોતે સારાને માટે અથવા નઠારાને માટેહોય. જેમ નાનામાં નાના બાલનો છાંયો પડેછે, તેમ નજીવી બાબતનો પણ પરિણામ આવ્યા વગર રહેતો નથી. મીસીસ સ્કેમપેનીકસની માનીઆ એક ડાહી કહેવત હતીકે, નજીવીમાં નજીવી બાબત કે જેને તમે ધિક્કારતા હો તે પણ તમારા ઉપર અનુભવથી હકુમત કરેછે.

ટેવ અને સ્વભાવ એ શક્તિને લીધે દરેક કૃત્ય દરેક વિચાર અને દરેક લાગણી મનુષ્યજાતમાં થાયછે. અને આપણી ભવિષ્યની જીંદગીના બધાં કૃત્ય ઉપર

અનિવાર્ય સત્તા ચલાવેછે. આ પ્રમાણે લક્ષણમાં નિરંતર ફેરફાર થતો જાયછે. કાંતો તે સારાનેમાટે અથવા નઠારા ને સારૂ. એક તરફ તેને કાંતો ઉંચે ચઢાવેછે અથવા બીજી તરફથી તેને નીચે ઊતારેછે. મી૦ રસકીન કહેછેકે, મેં મારી જીંદગીમાં ભલાઈ અથવા બેવકુફાઈ એવી કીધી નથી, કે જે મારી સામા થતી નથી અને મારી ખુશી લેઈ લેતી નથી અને સમજ શક્તિની દેખાવના ગુણને અને સત્તાને ઓછી કરતી નથી અને મારી જીંદગીમાં દરેક આગળના યત્ન અને વાજબીપણા અથવા સારાપણાનો દરેક ચળકાટ આ હુન્નર અને તેના દેખાવને ગ્રહણ કરવામાં મને મદદ કરવાને મારી સાથે હાલ છેજ.

ક્રિયા અને પ્રતિક્રિયા એ સરખાજ પ્રમાણમાં હોયછે. એજ યાંત્રિક કાયદો નીતિને પણ લાગુ પડેછે. સારાં કૃત્યો તેઓના કર્ત્તા ઉપર ક્રિયા અને પ્રતિક્રિયા કરેછે. અને તેમજ નઠારાં કૃત્યોને માટે સમજવું એટલુંજ નહિ પણ તે વળી દાખલાથી જે માણસો તેને સ્વાધિન થએલા હોયછે તેના ઉપર તેવીજ અસર કરેછે. પણ માણસ જેટલે દરજ્જે કૃત્યનો કર્ત્તા છે તેટલેજ દરજ્જે તે તેને સ્વાધિન થઈ જતો નથી. અને તેની સ્વેચ્છારૂપી સત્તાથી તે તેનાં કૃત્યને દોરવેછે કે તેથી

કરીને નઠારાં ફળને બદલે તેમાં સારાં ફળ નીપજેછે. મને સેઈન્ટ બર્નાર્ન્ડે કહ્યું છેકે, મારી જાત શિવાય કંઈ ચીજ નુકશાન કરી શકતી નથી. જે નુકશાન હું ભોગવુંછું તે મારી જાતને લીધેજ અને હું મારા પોતાના વાંક શિવાય ખરેખર દુઃખ ભોગવનાર કદી થયો નથી.

એમછતાં પણ સર્વોત્તમ લક્ષણ કંઈ યત્ન વિના બંધાતું નથી. એમાં હંમેશની સ્વચેતવણી, સ્વકેળવણિ અને સ્વસત્તાના અનુભવની જરૂરછે. એમાં કદાચ ઘણો સંદેહ આવી પડે, ઠોકર ખાવી પડે અને થોડા વખતની હાર પણ થાય, મુશ્કેલાઈ અને લાલચોની સામા થવું પડે અને તે દૂર પણ થાય, પણ જો જુસ્સો મજબુત હોય અને મન ચોખ્ખું હોય તો કોઈ પણ માણસને આખરની ફતેહને માટે નાઉમેદ થવાની જરૂર નથી. આગળ વધવાને માટે યત્નકરવું એજ આપણને ઉશ્કેરેછે અને તુષ્ટિ આપેછે. અને અગરજો એમાં આપણે પાછળ પડિ જઈએ તો પણ સીધે રસ્તે કરેલા દરેક પ્રમાણિક યત્નથી સુધર્યા વગર ચુકીશું નહિ.

આપણને દોરવવાને ભાટે દાખલાઓ એટલેકે સારા લક્ષણવાળા મનુષ્ય જાતના પ્રતિનિધિઓના પ્રકાશથી દરેક માણસ શ્રેષ્ઠ લક્ષણ મેળવવા તરફ તાકીને લક્ષ

રાખવામાં વાજબી ગણાય એટલુંજ નહિ પણ તે વળી ફરજથી પણ તેમ કરવાને બંધાએલોછે. એથી તે દોલતથી પૈસાદાર કહેવાતો નથી પણ તે જુસ્સાથી ભરપૂર કહેવાયછે; એથી તે સંસારિક સ્થિતિમાં મોટો ગણાતો નથી પણ તે ખરેખરો આબરૂદાર ગણાયછે; એથી તે ઘણો બુદ્ધિમાન કહેવાતો નથી, પણ તે ઘણો સદ્‌ગુણી કહેવાયછે; એથી તે સત્તાવાન અને વગવાળો કહેવાતો નથી, પણ તે વળી ઘણોજ સત્યવાદી, ચોખા મનનો અને પ્રમાણિક કહેવાયછે.

માજી પ્રિન્સ કૉન્સર્ટ નામાં વિશેષ લક્ષણ એટલું કે, સ્વચ્છ મનનો જાતેજ હતો. અને તે પોતાના પરોપકારી સ્વભાવના કેવળ આવેશથી બીજાના મનમાં ઘણીજ સત્તાથી ઠસાવતો અને હકુમત ચલાવતો. તે જ્યારે વેલિંગનકૉલેજમાં મહારાણી તરફથી વાર્ષિક ઈનામો આપવાની સરતો લખતો હતો, ત્યારે તેણે નિશ્ચય કીધોકે એ ઇનામ સૌથી હોશિઆર છોકરાને તેમજ ચોપડીમાંથી મોઢે કરનારને તેમજ ઘણા ઉદ્યોગી ચોકસ અને ડાહ્યા છોકરાને અપાવવું ન જોઈએ. પણ એ તો સૌથી ઉમદા છોકરો કે જે આગળ જતાં મોટા મનનો અને સારા મતનો થાયં, એવી આશા હોય, તેને આપવું જોઈએ.

લક્ષણીપુરૂષ મૂળતત્વો, પ્રમાણિકપણું અને અનુભવી ડાહાપણથી દોરવાએલી ઉશ્કેરાએલી વર્ત્તણુક ઉપરથી જણાઈ આવેછે. ઉંચામાં ઉંચી સ્થિતિમાં તે ધર્મ નીતિ અને સમજ શકિતના આવેશમાં ઘણીજ અસરકારક રીતે કામ કરછે.

પ્રત્યેક માણસની મરજીછે, તે ગંભીરતાથી પોતાનો રસ્તો પસંદ કરેછે અને તેની પાછળ દ્રઢતાથી મંડેછે. તે વળી દુનિઆના વખાણ કરતાં પણ વધારે ફીરજ અને આબરૂને મનની કબુલત ઉપરાંત વખાણે છે. બીજાઓની જાતને માન આપતાં તે પોતાની સ્વસત્તાને સ્વતંત્રપણું રાખેછે. અને અગર જો તે લોકપ્રિય નહોય, તો પણ નીતિપૂર્વક પ્રમાણિક થવાની હિંમત રાખેછે. તેમાં ફક્ત તેઓ વખણાવવાને માટે વખત અને અનુભવ અનુસરીને શાંતિથી ચાલેછે.

અગર જોકે દાખલારૂપી આવેશથી હમેશાં લક્ષણ બાંધવામાં ઘણીજ અસર કરશે તો પણ તેમાં પોતાના જુસ્સાનો મેળે ઉત્પન્ન થએલા અને જારી રહેલા આવેશનું પરિબળ હોવું જોઈએ. આ એકલુંજ જીંદગીને ટેકો આપે-છે. અને પ્રત્યેક માણસને સ્વતંત્રતા અને સત્તા આપેછે. એલીઝાબેથના વખતમાં ડેનીઅલ નામના એક કવિએ એ-

વું કહ્યું છે, જયાંસુધી માણસ પોતાની જાતને ઉંચી ચ-ઢાવશે નહિ ત્યાંસુધી તે નબળા મનનો માણસ ગણાશે. મ-રજીનો મજેલો અનુભવી અસરકારક આવેશ જે જડ, ડાહ-પણ અને લક્ષણનું મૂળછે, તેના ચોકસ પ્રકાશ સિવાય જીંદગી દેશના યંત્ર સાહિતને ગતિમાં રાખવાને અને દરે-ક કામ કરતાં ઝડપી ઝરાને બદલે એક ગંદા પાણીનાખા-બોચિઆ માફક અનિશ્ચિત અને ઉદ્દેશ વગરની થઈ પડશે.

જ્યારે દ્રઢ મરજીથી લક્ષણનાં મૂળતત્વો કામમાં અણાયછે, અને મોટ ઉદ્દેશથી અસર થાયછે, ત્યારે માણસ ફરજના રસ્તામાં દાખલ થાયછે. અને બહાદુરીથી ખં-ત લેછે. અને દુનિઆદારિના લાભના ગમેતેવા શ્રમથી મા-ણસાઈ ત્યારે પછી તે તેની નિર્ભય આકૃતિમાં લક્ષણ બ-તાવે અને ઉંચામા ઊંચા માણસાઊ વિચાર ગ્રહણ કરેછે. આવા માણસનાં કૃત્ય એ બીજા માણસોની જીંદગી અને કૃત્યરૂપે ફરીફરીને જણાઈ આવેછે. આ પ્રમાણે લ્યુથરના દકરે શબ્દ જર્મનીમાં તતુડાની પેઠે ગાજી રહ્યા હતા. રીમટરે તેને વિષે કહ્યું છે કે તેના શબ્દ એજ અડધી લડાઈનું પરિણામછે. અને. આપણે લ્યુથરની જીંદગી. તેના દેશની જીંદગીમાં મળી જાયછે. અને હાળના જર્મ-નીમાં હજુ સુધી તે લક્ષણરૂપે હયાતછે.

એથી ઊલટું ભલમનસાઈના આત્મા અને પ્રમાણિકપણા શિવાયની સત્તા તે ખરાબીના એકઠા થએલા મૂળતત્વ ફક્ત બતાવશે. 'થોટસ આફ મોરલ્સ' (Thoughts of morals) નામના ગ્રંથમાંથી નોંધ લીએ એવું કહ્યું છેકે ઉંચામાં ઉંચું જોર અને ઘણીજ અસરકારક જીંદગી કે જેમાં જંગલી માણસો ચઢીઆત-પણું ગણેછે તેની પ્રતિમાના કરતા નીતિ સંબંધી સંપૂર્ણતાની પ્રતિમાને સામે થવાને વધારે ભયકારક હરીફ કોઈ નથી. કે જેમાં એકલપેટા, લોભી, અગરૂબીની મેળવણીથી દુષ્ટ માણસની સંપૂર્ણ પ્રતિમા કરવાને જરૂર છે. આ ગુણના માણસોમાં દુનિઆને ધૂળધાણી કરનારા અને ચાબકા મારનારા નીકળી આવેછે. એટલે કે તે હરા-મખોરોને જાણેકે ઈશ્વરે તેની ગુઢ કારીગેરીમાં પૃથ્વી ઉપર નાશનો સંદેશો મોકલવાને રજા આપી હોય.

ઊમદા જુસ્સાથી ઊસ્કેરાએલી અસરકારક લક્ષણનો માણસ જૂદીજ તરેહનો હોય છે, કે જેનાં કૃત્યો પ્રમાણિ-કપણાથીદોરવાયછે અને જેની જીંદગીની ફરજ એજ કાયદા છે. તે તેના ધંધા રોજગારમાં તેમજ જાહેરાત કામમાં અને તેની કુટુંબની જીંદગીમાં વાજબી અને પ્રમાણિક રહેછે. કેમકે તે કહેછેકે વાજબી પણું જે પ્રજાને અગત્યનું છે, તેમ

ઘરમાં પણછે. તે બધી બાબતોમાં એટલે કે તેના બોલવામાં અને કૃત્યોમાં પ્રમાણિક રહેશે. તે પોતાના શત્રુ તેમજ જેઓ તેનાથી નિર્ભય હોયછે, તેના ઉપર ઉદાર અને દયાળુ રહેશે. ફોકસ જે પોતાની એકજ સરખી જીકર અને દયાથી બીજાઓનો પ્યાર મેળવતો, અને સેવા બજાવતો હતો, તેના લક્ષણ પણ તેવાંજ હતાં. એ એવો માણસ હતોકે, તે આબરૂ તરફ સેહેલાઇથી દ્દોરવાતો. આ પ્રમાણે એક વેપારી વિષે એવું કહેવાએલું છેકે, તેણે જેને પ્રામોસરી નોટ આપી હતી તેના પૈસાની ઉઘરાણી કરવાને એક દહાડો તે તેને ત્યાં આવ્યો. ફોકસ તે વખતે સોનું ગણવાના કામમાં રોકાએલો હતો. જે પૈસા તેની પાસે પડેલા હતાં તેમાંથી વેપારીએ તેને આપવાનું કહ્યું. ફોક્સે કહ્યું કેના એ મારે શેરીડનને આપવાછે. એનું ભરોસાપરનું કરજછે કે જો હું કંઈ આફતમાં આવી પડું તો એને બતાવવાનું કંઈજ તેની પાસે નથી. પછી તે વેપારીએ કહ્યું કે હું પણ મારૂં ભરોસા ઉપર કરજ રાખુંછું, એમ કહીને તેણે તે નોટ ફાડી નાંખી. એથી ફોકસ જીતાયો તેણે તેના ભરોસામાટે તેને સાબાશી આપી. અને તેના પૈસા ગણી આપ્યા અને કહ્યું કે શેરીડનને થોભવું પડશે કારણકે તમારૂં દેણ લાંબા વખતનું છે.

લક્ષણી માણસ વિવેકી કહેવાયછે. તે પોતાનું મન પોતાના ધંધામાં શબ્દમાં અને દરેક કામમાં રાખેછે. જ્યારે ક્રોમવેલે હાલકા માણસો, કે જે વતી ક્રોમન વેલ્થનું લશકર બનેલું, તેને બદલ સિપાઈઓને માટે પાર્લમેન્ટને કહ્યું ત્યારે તેણે એવા માણસો માગ્યાકે, જેઓ પોતાનું કામ મન દઈને કરતા હોય. આવા લોકોથી તેની પ્રખ્યાત આયરન સાઈડ પલટણ બનાવવામાં આવી હતી. તેવા માણસો જોઈએ.

વળી લક્ષણવાળા માણસો સતકારી હોયછે. આ ગુણ માણસ અને સ્ત્રીની સુખતાઈનાં ઉમદા અને મોટા ચિન્હ બનાવેછે. જમાનાઓમાં સઉથી પવિત્ર કીધેલી ચીજો મોટા હેતુ, સારા વિચાર ઉમદા નિયમો, આગલા વખતના મોટા માણસોને માટે અને આપણ હરીફોમાં ઊદાર દીલના માણસોને માટે માન બતાવે છે. માન એ પ્રત્યેક માણસ, કુટુંબ અને પ્રજાના સુખને એક સરખી રીતે ઘણુંજ જરૂરનું છે. એ શિવાય ઈશ્વર અથવા માણસ ઉપર આકીન, ઈતબાર, ભરોસો, સંસારી સલાહ અથવા વધારો એમાંનું કંઈ રખાતું નથી. કેમકે માન એ શબ્દ ધર્મને માટે બીજો શબ્દછે જે માણસને એક બીજા સાથે અને સઘળાને ઈશ્વરસાથે બાંધેછે.

સર ટોમસ ઓવરબરી કહેછેકે, ઉમદા સ્વભાવનું માણસ સઘળા બનાવોને અનુભવમાં લાવી નાંખેછે. કે જે અનુભવી અને સમજશક્તિ વચ્ચે લગ્ન છે, અને એ સંતાન તેનાં કૃત્યોછે. તેથી તેને માટે નહિ કે જેને સારૂ તે પીગળાયછે પણ પ્રિતથી તે દોરવાય છે. તે મહિમાને ચાહેછે શરમને ધિક્કારેછે અને એકજ પ્રકારથી રાજ કરેછે અને તાબે થાયછે. કારણકે તે એકજ ખ્યાલમાંથી પેદા થાયછે. સમજ શક્તિને કુદરતી નકામી બક્ષીસ નહિ જાણીને તે પોતાના દૈવનાજ દોરવનાર થાયછે. સત્યતા એજ તેની દેવી છે. તે મોટા થવાને મહેનત કરેછે પણ તેના જેવા દેખાવવાને મહેનત કરતા નથી. તે મનુષ્ય મંડળીમાં સુરજના જેવો પ્રકાશેછે, કે જે પ્રકાશથી નિયમિત ગતિમાં તેઓનાં પગલાં દોરવાયછે. તે ડાહ્યા માણસનો સરદારછે ને બેદરકારીનો નમુનો, અને દુર્ગુણીઓનો ડાકટરછે. આ પ્રમાણે વખત તેની પાસેથી, જતો નથી, પણ તે તેની સામેજ રહેછે. તેને તેની શરીરની નબળાઈને લીધે જેટલું લાગેછે, તેના કરતાં તેના આત્માના આત્રેસથી તેની ઊમ્મર વિષે વધારે લાગેછે. આ પ્રમાણે તેને કંઈજ દુઃખ થતું નથી. પણ સઘળી વસ્તુને તે મિત્ર તરીક ગણેછે કે જે એને તેની સાંકળને કાનસના ઊપર

ઘસવાને ઈચ્છે છે અને કેદખાનામાંથી બહાર લાવવાને તે કરેછે.

મરજીની સત્તા એટલે પોતાની મેળે ઉત્પન્ન થતે આવેશ એજ દરેક મોટા લક્ષણી પુરૂષનો આત્માછે કે જ્યાં તેઓ હોયછે, ત્યાંજ તેની જીંદગીછે. જ્યાં તે નથી ત્યાં નિર્બળપણું, નિરાધારપણું, અને ના ઉમેદી જોવામાં આવેછે.એક કહેવત એવી છે કે, મજબુત માણસ અને પાણીનો ઝરો એ પોતાનો રસ્તો ગમે તે રીતે લે છે. ઉમદા જુસ્સાવાળો સત્તાવાન સરદાર તે પોતાને એકલાને માટે રસ્તો કહાડેછે એટલુંજ નહિ પણ તે તેની સાથેનાં બીજા માણસને પણ દોરવેછે. તેનાં દરેક કૃત્યમાં કંઈ પોતાનાં જાતનું મર્મ, બળ, સ્વતંત્રતા, સ્વવિશ્વાસ હોયછે. અને અચેતપણે તેનાં વખાણ અને સેવા ગ્રહણ કરેછે. આવી લક્ષણી બહાદુરીને માટે લ્યુથર, ક્રામવેલ, વાશિંગ્ટન, પીટ, વેલિંગ્ટન . અને બીજા મોટા સરદારો પ્રખ્યાત થઈ ગયાછે.

તેના મોતના થોડા વખત પછી,આમની સભાના માજી લાર્ડ પ્રામર્સ્ટનના ગુણોવિષે વર્ણન કરતી વખતે મી. ગ્લેડસ્ટને કહ્યુંછે કે, મને ખાતરી છેકે, મરજીનો આવેશ, ફરજનો મર્મ અને અસાધ્ય દ્રઢતા ન

લીધેજ હમારી ફરજો બજાવવામાં નબળા અને ઊતરતાં પગલાં ભરતાં પાછળ ચાલનારાઓ અમને તે નમુનો થઈ પડેછે. મરજીનો આવેગ એવો હતોકે, જે ખરી બાબતમાં ઘડપણની નબળાઈની સામા ઘણો થઈ શકતો નહતો પણ ખરૂં જોતાં તેને હાંકી કાઢતો અને દુર રાખતો. અને એમાં એક બીજો એવો ગુણ છેકે, કોઈ પણ માણસના મનમાં દુઃખદાયક મનોવિકાર ઉત્પન્ન કરવાના સહજ પણ જોખમ શિવાય ધ્યાનમાં લેવાનોછે. તે એછેકે લાર્ડ પામર્સ્ટન પોતાનો ગુસ્સો અથવા મિજાજ સમાવી શકતો નહતો. આ મિજાજમાંથી મુક્ત થવાનું અત્યંત મહેનતનું પરિણામ નહતું. પણ તે તેના મનનું સ્વછંદી ફળ હતું. આ તેનો અસલનો સ્વભાવ ઉમદા બક્ષીસ હતી. એ બક્ષીસ એવી હતીકી, જે હમનેછોડીને જાય તેના સંબંધમાં બીજી બધી બક્ષીસ કરતાં અવલોકન કરવાને અને યાદ રાખવાને ખુશ લાગે. અને તેની સાથે હમારે વધારે લેવા દેવા નથી.

ફક્ત એટલુંજ નહિ પણ જયાં જયાં તેનો દાખલો જેમ લોહચુંબક લોઢાને પોતાની તરફ ખેંચેછે. તેમ મોટો સરદાર એક સરખા લક્ષણી માણસને પોતાની તરફ ખેંચેછે. આ પ્રમાણે સરજોન મુરે પહેલાંથી

જે ઓફીસર તેની આસપાસ હતા તે ટોળામાંથી નેપિયર નામના ૩ ભાઈને ઓળખી કાઢયા. અને તેઓએ પોતાનાં તરફથી તેના જુસ્સાદાર વખાણથી તેનો બદલો વાળયો તેઓ તેની સભ્યતા, બહાદુરી અને ભારે અસ્વાર્થીપણા ઉપર મોહિત થયા, જેની તેઓએ નકલ કરવાનો અને બનેતો બરોબરી કરવાનો નિશ્ચય કીધો હતો. તે એક એવો નમુનો થઈ પડયોકે, સર વિલિયમ નેપિયરનો જન્મ-વૃત્તાંત લખનાર કહેછેકે, મુરની સત્તા તેનાં લક્ષણ બાંધવામાં અને પુષ્ટિ આપવામાં વિચિત્ર અસર કરતી હતી. અને આ ત્રણ માણસનો તે સરદાર કહેવાયો એ કંઈ તેની થોડી કીર્ત્તિ નહતી. અને તેઓની મન સંબંધી તેમજ નીતિ સંબંધી ગુણોની પહેલવહેલી શોધ એજ મુરની લક્ષણ વિષે બુદ્ધિ અને ન્યાયની શાબિતીછે. અ-સરકારક વર્ત્તણુકના દરેક દાખલામાં એમ માલમ પડેછે.

બહાદૂર માણસ નિર્બળ માસસને ઉસ્કેરણી રૂપ થઈ પડેછે અને તેના પ્રમાણે ચાલવાને જાણે ફરજ પાડતા હોય તેમ લાગેછે. આ પ્રમાણે નેપિયર કહેછેકે, લડાઈમાં જ્યારે સ્પેનીયર્ડ લોકોકા મૃધ્ય ભાગમાં ફુટ ફાટ થઈ અને નાસીનાસ થઈ ત્યારે એક હૅવલોક નામનો જુવાન આફ્રિસર આગળ ધસી આવ્યો, અને પોતાની ટોપી

હલાવીને જે લોકો તેની નજરે પડયા તેને તેની પાછળ આવવાને બોલાવ્યા. પછી પોતાના ઘોડાને એડી મારીને તે જે નાની દીવાથી ફ્રેન્ચના આગલા ભાગનું રક્ષણ થતું હતું તે કુદી ગયો અને એકદમ સીધો તેઓની સામે ગયો. આથી સ્પેનીયર્ડ જાગતા થયા. એક ક્ષણમાં તેઓ એ 'લર્ચાકોબ્લેકો' એટલે બહાદુર છોકરો એવો ખુશીનો અવાજ કરતા તેની પાછળ ગયા અને એક ઝપાટાની સાથે તેઓએ ફ્રેન્ચની ટુકડી તોડી અને તેને નસાડી મૂકી.

અને સાધારણ જીંદગીમાં પણ એમજ સમજવું. સારા અને મોટા લોકો બીજાઓને પોતાની પાછળ દોરવે છે. તેઓ પોતાના વગવાળાને ઉસ્કેરેછે. અને ઉંચે ચઢાવેછે. તેઓ ઉપકારી, ચપળતાના જીવતા કેંદ્ર જેવાછે. બુદ્ધિવાન, પ્રમાણિક અને સત્તાવાન માણસને વિશ્વાસ અને અવિકારને દરજ્જે નીમાવા અને તેના હાથ નીચે કામ કરતા સઘળાઓને સત્તાની બુદ્ધિથી જાણીતા હોય તેમ થવાદો. જ્યારે એધામ પ્રધાન મંત્રી નિમાયો, ત્યારે પોતે કચેરીની તમામ ઉપસાબામાં વગવસીલાવાળો માણસ થઈ પડયો. દરેક ખલાસીઓ જેઓ એ નેલસનના હાથ નીચે કામ કીધું હતું, અને તેના હાથ નીચે હતો એવું તેણે જાણ્યું ત્યારે તેણે દોરવનારની ઉસ્કેરણીમાં ભાગ લીધો.

જ્યારે વોશિંગ્ટને મુખ્ય સરદાર તરીકે કામ કરવાની હા કહી, ત્યારે અમેરિકન લશકરનું બમરા કરતાં વધારે જોર લાગ્યું. ઘણાં વરસ પછી એટલે ઈ૦ સ૦ ૧૭૯૮ માં જ્યારે વોશિંગટન પુખ્ત ઉમરનો થયો, અને, જાહેર કામમાંથી મુક્ત થઈને માઉન્ટ વરનોન આગળ ખાનગી જીંદગી ગાળતો હતો અને જ્યારે એવું દેખાયું કે, યુનાઈટેડસ્ટેટની સામા ફ્રેન્ચ લોકોએ લડાઈ ઉઠાવી ત્યારે પ્રેસિડન્ટ આદમ સાહેબે તેને એવું લખ્યું કે, જો તમે તમારૂં નામ દાખલ કરવાની રજા આપો તો તમારૂં નામ હમારે જોઈએ છે, ઘણા લશકરોના કરતાં એથી વધારે અસર થશે. મોટા પ્રેસિડન્ટ સાહેબના ઉમદા લક્ષણ અને પ્રખ્યાત બુદ્ધિ જે તેના યત્નોથી મળેલી તેમાં એવું માન હતું.

પેનીસ્યુલર વોરનાં તવારીખ લખનારે એક અકસ્માત બનાવ વિષે એવું કહ્યું છે કે, દાખલા તરીકે એક મોટા સરદારે પોતાના નોકરો ઉપર પોતાની સત્તા વાપરી એટલેકે, સાલ્ટ, બ્રિટિશ લશ્કર ઝારાને આગળ પડયું હતું, કે જયાં આગળ વધતો વધતો એકદમ હુમલો કરવાની તૈયારી કરતો હતો, તે વખતે વેલિંગ્ટન ગેરહાજર હતો, અને તે કયારે આવે, ક્યારે આવે, એવી ઈંતે-

જારી રાખતા હતા. એવામાં અચાનક પર્વતના ઉપર એક ઘોડેસ્વાર આવતો તેણે જોયો. તે ડયુક હતો. કે જે લશકરની સાથે મળવાનો હતો. કેમબેલની પોર્ટુગીઝ ટુકડીમાંની એક ટુકડીએ તેને પહેલ વહેલા જોયો, અને ખુશીના પોકાર કીધા. ત્યાર પછી બીજી પલટણની તિક્ષ્ણ બૂમ સંભળાઈ અને લડાઈનીઅંત વખતે અંગ્રેજી સિપાઇઓજે બૂમ આપવાના છે, તે બીવડાવતી બૂમ હારની અંદર સંભળાઈ ત્યારપછી તે તરતજ મોટી થઈ પડી. અને એ બૂમથી કોઇ પણ શત્રુ ધ્રૂજ્યા વિના રહ્યો નહિ. એક એકથી તે બધા દેખાય એવા ભાગપર આવીને ઊભા કેમકે તેની એવી ઇચ્છા હતી કે, હું અહીંઆં છું એવું બધા જાણે. અને બેવડી જાસુસ જે ત્યાં હતો તેણે સોલ્ટને બતાવ્યો કે જે સોલ્ટ એટલો પાસે હતો, કે તે તેના ચેહરો ઓળખી શકે. વેલિંગટને આ બીહામણા માણસ ઉપર લક્ષપૂર્વક પોતાની નજર ચોંટાડી. અને જાણે તે પોતાની જાતને કહેતો હોય, તેમ તેણે કહ્યું કે, પેલી તરફ એક મોટો સરદાર છે, પણ તે સાવધ રહી ખુશીના પોકારના કારણ સમજવાને હુમલો કરતા ઢીલ કરીશ એથી સીકસ્થ ડિવિઝનને આવવાનો વખત મળશે. અને હું તેને હરાવીશ ને તેમ તેણે કીધું.

કેટલીક બાબતોમાં પોતાની જાતનું લક્ષણ જાણે આમુક માણસો અલૌકીક જુસ્સાની ઇંદ્રીઓ હોય તેમ જાદુનજેવી અસર કરેછે. પોમ્પીએ કહ્યુંછે કે જો હું ફક્ત ઇટાલીની જમીનઉપર પગ પછાડું તો લશ્કર દેખાય. ઈતિહાસ લખનારના વર્ણન પ્રમાણે પીટર ધો હરમીટના અવાજથી યુરોપ જાગતું થયું, અને એસિઆ ઉપર ચડી આવ્યું ખલીફા ઓમારનો વિષે એવું કહેલું છેકે, તેની લાકડી બીજા માણસની તરવારના કરતા જે લોકોએ તેને જોઈ હોય, તેના મનમાં વધારે ત્રાસ ઉપજાવતી. કેટલાક માણસનાં તો ફક્ત નામોજ પડઘમના અવાજ જેવાં થઇ પડેછે. જ્યારે ડગલાસ ઓટવબર્નની લઢાઈમાં મરણ તોલ ઘાયલ થએલો પડેલો હતો, ત્યારે તેણે પહેલાનાં કરતાં વધારે મોંથી પોતાના નામનો પોકાર કરાવ્યો. એવું કહીને કે મારા કુટુંબમાંણ એવી દંતકથા ચાલેછે કે, મુવેલો ડગલાસ લડાઈ જીતેછે. એમ તેના હાથનીચેના માણસો એ તેના અવાજથી ઉશ્કેરાઈ હિંમત પકડી ખુશીના અવાજ કીધા અને જીત્યા. અને તેને માટે સ્કૉટલંડનો કવિ આ પ્રમાણે કહેછે કે ડગલાસનો મરી ગયા પણ તેના નામથી લડાઈ જીતાઈ.

કેટલાક માણસ એવાછે કે, તેઓના મુઆ પછી તેઓની મોટી જીતો મેળવાઈછે. મીચેલેટ એમ કહેછે કે,જ્યા-

રે તેનુ ઘરડું અને ઘસાઈ ગએલું શરીર એટલેકે તેનું કરમાઈ ગએલુ મુડદું ઘાથી જખમાએલું પડેલું, તેના કરતા વધારે શક્તિમાન અને વધારે ભયંકર સીઝર કદી દેખાયો નથી, તે વખતે તે સ્વચ્છ અને મુક્ત થએલો દેખાતો એટલે તેનાં ઘણાં કલંકો છતાં તે દયાવાળો માણસ હતો. ઓરેંજના વિલિયમ ધી સાયલંટની મોટી વર્તણુક તે દેલટ આગળ જેસ્યુઈસ્ટના મારાથી તેનું ખુન થયું તે પેહેલાં પોતાના વતનીઓ ઉપર મોટી સત્તા વાપરી હોય એમ લાગતું નથી. તેના ખુનને દહાડે હોલંડના ઈષ્ટ ઈશ્વરની ઘણીજ જદદથી ખરો પક્ષ લેવાનો નિશ્ચય કીધો. અને તેઓ એ તેમનું વચન પાળ્યું.

તેજ દાખલો બધા ઇતિહાસ અને નીતિ સંબંધી કામકાજમા લાગુ પડેછે. મોટા માણસની જીંદગી મનુષ્ય જાતનીસત્તાની દ્રઢ દેવડી તરીકે રહેછે. માણસ મરણ પામેછે, અને અદ્રષ્ટ થઈ જાયછે, પણ તેના વિચારો અને કૃત્યો, તેના પાછળ જીવતાં રહેછે. અને તેની જાત ઉપર નહિ ભૂસાય એવી છાપ રહેવા દેછે. અને એજ પ્રમાણે તેની જીંદગીનો જુસ્સો, લાંબા વખત સુધી પહોંચેછે અને વૃદ્ધિ પામેછે, અને વિચાર અને મરજી સુધારેછે. એથી ભવિષ્યનું લક્ષણ બધાએ એવા માણસ થાયછેકે જે ઉંચામાં ઉંચે

અને શ્રેષ્ઠ રસ્તે આગળ વધેછે, કે જે મનુષ્ય જાતનો વધા-
રો કરવામાં ખરેખરી દીવાદાંડીના જેવા રૂપે થઈ પડેછે.
અને તેઓની આસપાસ જે નીતિ સંબંધી હવાને પ્રકાશ
આપેછે, અને તેઓના જુસ્સાનું તેજ જમાના પર્યંત પ્રકા-
શતું જારી રહેછે.

ખરેખરા મહાન પુરૂષનાં વખાણ કરવાં અને તેને
માન આપવું એતો સ્વાભાવિકજ છે જે પ્રજામત એવો હો-
યછે તેને તેઓ પવિત્ર કરેછે, અને તેઓના વખતમાં જે-
ઓ જીવતા હોયછે તેને ઉંચા બનાવેછે એટલુંજ નહિ
પણ તેની પછીના વખતમાં થનારાને પણ તેઓ તેવા બ-
નાવેછે. તેઓના મોટા દાખલા તેઓની જાતના વારસો થઈ
પડેછે, અને તેઓનાં ભારે કૃત્યોઆને વિચારો મનુષ્યજા-
તને ઘણીજ કિર્ત્તિમાન વશીયત થઈ પડેછે. તેઓ મૂળત-
ત્વોના પ્રમાણને ઉંચા પકડી રાખીને મનુષ્ય જાતના લ-
ક્ષણના દરજ્જાને રાખીને અને મનને સઘળી દંતકથાર
અને પ્રેરણા બુદ્ધિ જે જીંદગીમાં ઘણીજ કીંમતી અને ઉ-
મદાછે તેને ભવિષ્ય ને વર્તમાન અને ભૂતકાળ સાથે જો-
ડેછે, અને ભવિષ્યની બુદ્ધિ પામતી બાબતને મદદ કરેછે.

વિચાર અને કૃત્યમાં લક્ષણ એ અમરપણાની જાત-
નુંછે. મોટા વિચાર કરતાં નાના સન્યાસી વિચાર જ્યાં

સુધી તે પોતાની હંમેશની જીંદગી અને વ્યવહારમાં તે પોતે કામ કરે ત્યાં સુધી માણસના મનમાં સૈકાના સૈકા સુધી રહેશે. મુએલા માણસના અવાજની માફક બોલીને અને હુકમ કરતા મનને હજારો વર્ષ જુદા રહીને પુખ્ત ઉમર સુધી તે રહેછે. આ પ્રમાણે મોસીસ અને ડેવીડ, સોલમન, પ્લેટો સોક્રેટીસ, જીનોફન, સેનિકા, અને સીસરો અને એપીકટેટસે તેઓની કબરમાંથી હજુ સુધી આપણને કહેતા હોયની એમ લાગેછે. તેઓ હજુ સુધી આપણું ધ્યાન ખેંચેછે, અને વર્તણુક ઉપર અસર કરેછે, અગર જો તેઓના વિચાર તેઓનાથી નહિ બોલાએલી, અને તેઓના વખતમાં આજાણી એવી ભાષામાં જણાયેછે. થીઓડર પારકરે કહ્યું છેકે, સોક્રેટીસના જેવો ફક્ત એક માણસ સાઉથકેરોલીનના ઘણાં રાજ્યો કરતાં તે દેશને વધારે કીમતી થઈ પડે. વળી એવું પણ કહ્યું છેકે, તે રાજ્ય આજે દુનિઆમાંથી જતું રહ્યું છે, તો પણ તેણે સોક્રેટીસના જેટલું દુનિઆમાં કીધું ન હોત.

મોટા કામ કરનારા અને મોટા વિચારવાળા પુરૂષો ખરેખરા ઇતિહાસ બનાવનારા થઈ પડયાછે, કે જે ઇતિહાસ લક્ષણી પુરૂષો એટલે કે મોટા સરદારો, રાજાઓ, પાદરીઓ, ફીલસુફો, રાજ્ય દરમીરીઓ, સ્વદેશાભિ-

માની પુરૂષોથી અસર થએલી ફક્ત ભરી રહેલી મનુષ્ય જાતછે. એટલેકે તેજ મનુષ્યજાતનું ખરેખર અમર રાજ્ય છે. ખરેખર મી૦ કારલાઈલે વિસ્તારથી કહ્યું છેકે, યુનિવરસલ હિસ્ટરી એ ખરૂં જોતાં ફક્ત મોટા માણસનો ઇતિહાસછે. તેઓ ચોકસ રીતે પ્રજા સંબંધી જીંદગીના ચિન્હો ઉપર નિશાન કરેછે, અને ઓળખેછે, તેઓની અસર ક્રિયા તેમજ પ્રતિક્રિયાછે. અગર જો તેઓનું મન તેઓની ઉમરના પ્રમાણમાં ઘણે દરજ્જે હોયછે, તોપણ જાહેરાત કામ પણ તેઓને ઘણે દરજ્જે ઉત્પન્ન કરેછે. તેઓ ભારે ભારે વિચાર કરેછે, અને તેઓને બહાર પાડેછે, અને તે વિચારનો પરિણામ થાયછે. આ પ્રમાણે પહેલા રીફારમેશને એ રીફારમેશન અને તેઓની સાથે હાલના વિચારની છુટ મંડળીમાં દાખલ કીધીછે. એમરસન કહેછેકે, દરેક નિયમો એ એક મોટા માણસના લાંબા છાંયડાના જેવા માત્રછે. એટલે કે મોહમતના, ઈસલામેઝમ, કાલવીનના પ્યુરેટેનીઝમ, લોએતાના જેશ્યુટીઝમ, ફોકસના સ્વેકરીટીઝમ, વેસલીના મેર્થસ્લૉડીઝડમ, કસનના એબોલોસતીઝમ, ને માટે સમજવું.

મોટા માણસો તેઓની ઊમર અને પ્રજાની તેઓના મન ઉપર છાપ લેછે. એટલેકે લ્યુથરે હાલના જર્મનીની અ-

આબરૂનું સ્વચ્છ પ્રમાણિકપણું સત્યતા અને તેની ઉંચી હુકુમત કરતી ફરજમાં છે. એટલેકે ટુંકામાં એજ તેના લક્ષણનું ખરેખરૂં ઊમદાપણું હતું.

આવા માણસો જે દેશમાં રહેછે તે દેશના ખરેખરા જીવજાન થઈ પડેછે. તેની જીંદગી અને લક્ષણ તેઓને જે વારસામાં મળેલા તેના દાખલાથી તેને ઉંચી પાયરી પર લાવેછે, તેને શ્રેષ્ઠ બનાવેછે, મજબુત કરેછે, ઉમદા કરેછે અને તેઓના ઉપર કીર્ત્તિ ફેંકેછે.

એક હોશિઆર લખનાર કહેછે કે મોટા માણસની યાદગારી અને તેનું નામ એજ પ્રજાનું પહલું છે.

ત્યાગ અને ગુલામગીરી પણ તેની પાસેથી લઈ શકતાં નથી. જ્યારે જ્યારે પ્રજાની જીંદગી ફરીથી પ્રકાશવા માંડછે, ત્યારે ત્યારે મરી ગએલા શૂરવીરો બીજા માણસોના યાદગીરીમાં આવતા હોય, અને જાણે ગંભીર દેખાવ અને કબુલત આપતા જીવતા માણસોની પાસેજ ઉભા હોય એમ દેખાયછે. આવા કીર્ત્તિમાન પુરૂષો તે દેશની ઉપર સારી પેઠે તપાસ રાખેતો, તે દેશ કદી પાયમાલ થતો નથી. તેઓ મોત તેમજ જીદગીમાં પૃથ્વીનું મીઠું થઈ પડેછે. તેઓએ જે એક વખત કીધું હોય, તે કરવાને તેઓના વંશજો હજુ સુધી અને હમેશાં હક ધરાવેછે. અને તેના

દાખલા તેઓના દેશમાં જીવતા રહેછે કે જે માણસની પોતામાં તે દાખલ કરવાની ઈચ્છા હોય, તેને હંમેશનું ઉદ્દિપક ઓસડ અને ઉત્તેજન થઈ પડેછે.

પણ પ્રજાના ગુણોનું વજન કરવામાં ફક્ત મહાન પુરૂષોની ગણત્રી લેવામાં આવેછે એટલુંજ નહિ પણ જે લક્ષણ સાધારણ ઘણા લોકોમાં પ્રવર્ત્તમાન હોયછે તે પણ લેવામાં આવેછે. જ્યારે વોશિંગ્ટન ઈરવીંગે એબટસ્ફોર્ડની મુલાકાત લીધી, ત્યારે સર વોલ્ટર સ્કૉટે તેને પોતાના મિત્રો અને ઘરાકોમાં તથા આસપાસના ખેડુતોમાં ફેરવ્યો એટલુંજ નહિ પણ તેણે તેને મજુરી કરતા ગામડાઓમાં પણ ફેરવ્યો. તે વખતે સ્કોટે કહ્યું કે, મારે તમને આપણામાંના ખરેખર શ્રેષ્ઠ સાદામાં સાદા સ્કોચ લોકોને બતાવવાની ઈચ્છાછે. પ્રજાનું લક્ષણ તેના સારા લોકો તથા ખુબસુરત સદ્‌ગ્રહસ્થો તથા સ્ત્રીઓથી જાણવામાં આવતું નથી. એવું એવું તો તમે દરેક ઠેકાણે જોશો. અને દરેક ઠેકાણે તેઓ એકજ સરખા હોય. ત્યારે કારભારીઓ ફીલસુફો અને ભક્ત લોકો મંડળીમાં વિચારવિના સત્તા દર્શાવેછે, ત્યારે જે માણસ ઉદ્યોગના પાયાપર લાગ્યા હોય, અને નવી જીંદગીનાં પુરૂષો કોતરી કાઢયા હોય, તેમજ સાધારણ મજુરી કરતા લોકો કે જેમાંથી પ્રજાનું બળ અને જુસ્સો વખતે વખતે મળી

આવેછે, તેજમાણસો ખરેખરા જુસ્સાને જરૂરપણે પૂરો પાડશે. અને તેમાંજ દરેક પ્રજાનો ખરેખરો દરવાજો થઈ પડશે.

જેમ પ્રજાને સારૂ લક્ષણ રાખવાની જરૂરછે, તેમજ પ્રત્યેક માણસનેપણ જરૂરછે. રાજ્યવ્યવસ્થાવાળી સરકાર કે જ્યાં બધા વર્ગના માણસો થોડે અથવા ઘણે દરજ્જે રાજદરબારી સત્તા બજાવવાને ભાગ લેછે તેમાં પણ પ્રજા સબંધી લક્ષણ થોડા કરતાં વધુ માણસોના નીતિ સંબંધી ગુણો પ્રત્યેક માણસોના લક્ષણો નિશ્ચય કરેછે, તેજ ગુણો પ્રજાના લક્ષણનો નિશ્ચય કરેછે. જ્યાં સુધી તેઓ ઉંચા મનના, સત્યવાન, પ્રમાણિક અને હિંમતવાન હોતા નથી ત્યાં સુધી તેઓ બીજી પ્રજાથી હલકા થશે. અને દુનિઆમાં તેઓ વજન વગરના થઈ પડશે. લક્ષણ બાંધવામાં તેઓ જરૂર પણે ધાર્મિક કેળવાએલા સ્વસત્તાવાન અને ફરજ અદા કરતા હોવા જોઈએ. જે પ્રજાને મોજ મઝા અથવા પૈસા અથવા કપડાં સિવાય બીજો કોઇ દેવ નથી તેઓ જરૂરપણે ગરીબજ હોવા જોઈએ. આવા દેવને આધીન રહેવું તેના કરતાં હોમરના દેવને આધીન રહેવું એ વધારે સારૂં છે. કેમકે હોમરના દેવો મનુષ્યજાતના સદ્ગુણની પ્રતિમા બાંધી અને ત્યારેજ તેઓ દેવ ગણત્રીમાં આવ્યા.

નિયમને માટે પૂછોતો તે ગમે તેવા સારા હોય, તો પણ તે પ્રજાનું લક્ષણ બાંધવામાં કંઈ પણ ફાયદો કરશે નહિ. પ્રત્યેક માણસ અને જે જુસ્સો તેઓને ઊસ્કેરેછે. તે પ્રજાની સ્થિરતા અને નીતીસંબંધી ટેકાનો નિશ્ચય કરેછે. અને સરકાર પણ અડસટ્ટે જોતાં કંઈ પ્રજાના કરતાં હમેશાં વધારે સારી ન હોય. જ્યાં અંતઃકરણ ટેવ અને નીતિમાં ગંભીર પ્રજાને માટે ભાગ હોયછે ત્યાંજ પ્રજા ઉપર પ્રમાણિકપણા અને ઊમદાપણાથી રાજ થશે. પણ જ્યાં તેઓ અંતઃકરણમાં ભ્રષ્ટ એકલપેટા અને અપ્રમાણિક હોયછે, અને સત્યતા એ કાયદાને બંધાએલી નથી ત્યાં તો લુચ્ચા, અને નીચ માણસનો નિયમ ખચીત પણે ચાલશે.

જાહેરાંત મત કાંતો તે થોડા અથવા ઘણા માણસમાં હોય, તો પણ તેના જુલમની સામા ખરેખરો અટકાવ એજ મનુષ્યજાતના લક્ષણને સ્વચ્છપણે અને સંપૂર્ણ રીતે પ્રકાશિત કરેછે.

અને આનાં શિવાય પ્રજામાં માણસાઊપણાનો જુસ્સો રહેતો નથી તથા તેને ખરેખરી સ્વતંત્રતા મળતી નથી. એમ છતાં રાજદરબારી હક્કો, ગમે એવા વિસ્તાર પામેલા હોય, તો પણ તે ભ્રષ્ટ થએલા લોકોને ઉંચે ચડાવશે નહિ. એ વાતતો ખરીછે કે, જેમ જેમ લોકના મતની રૂઢી વધારે

સારી હોય, અને તેનું રક્ષણ વધારે સંપૂર્ણતાથી થયું હોય તેમ તેમ આરસીની પેઠે તેઓના કાયદા અને હકુમતમાં પ્રજાનાં ખરેખરાં લક્ષણનો છાંયો વધારે સંપૂર્ણતાથી પડશે. જ્યાં પ્રત્યેક માણસ અનીતિવાન હોય, ત્યારેજ ઠરાવેલી નીતિ કંઇજ કામ લાગતી નથી.

નીચ માણસને આપેલી સ્વતંત્રતા પણ ઈજા તરીકે થઈ પડેછે. અને છાપખાનાને આપેલી છૂટ ફક્ત સ્વચ્છંદી-પણાને અને અનિતિના વિકારને માટે રસ્તો થઈ પડશે.

તેઓ નામાંકિત જાતનાછે અને તેઓની મોટાઈના તેઓ વારસોછે. અને તેટલા માટે તેઓની કીર્ત્તિના હંમેશના જાળ-વનાર હોવા જોઈએ. એવા એવા વિચારથી પ્રત્યેક માણસની પેઠે પ્રજાને પણ જોર અને ટેકો મળેછે. એતો જરુર અગત્ય-નું છેકે પ્રજાએ તેની ભારે ગુજરેલી વાતને પાછી જોવી જોઈએ. ઘરડા માણસોની બહાદુરી, પરાક્રમ, અને તેના ઉમદા દાખલા દુઃખો અને મોટા કૃત્યની યાદગારીથી હા-લના માણસોની જીંદગીને સ્થિર કરેછે. તેને ઉંચે ચઢાવેછે, તેને ઊજ્કરેછે, અને પ્રકાશિત કરેછે. પ્રત્યેક માણસોની પેઠે પ્રજાની પણ જીંદગી અનુભવ રૂપે એ-ક મોટા ખજાનો થઇ પડેછે, કે જે જો ડાહપણથી વપરા-ય, તો તેમાં મંડળી સંબંધી વધારો અને સુધારો થાય અ-

થવા જો ખોટી રીતે વપરાય તો તેમાંથી સ્વમા, ફરેબ, અને નાસીપાસ પેદા થશે. પ્રત્યેક માણસની પેઠે પ્રજા પણ અનુભવથી સ્વચ્છ અને શક્તિમાન થાયછે. તેઓના ઈતિહાસમાં કેટલા એક પ્રખ્યાત પ્રકરણમાં તેઓના દુઃખને વાસ્તે લખાણ છેકે જેથી તેઓ ક્ષણમાં સુધારો કરેછે. સ્વતંત્રતા અને સ્વદેશાભિમાનની લાગણીનો પ્યાર ઘણું કામકરે, પણ અનુભવ અને જાતનાં દુઃખ એ બધા કરતાં વધારે ઉમદા પણ આગળ પડેછે.

જે બનાવ હાલમાં સ્વદેશાભિમાનના નામથી બનેછે, તેમાંના ઘણામાં હલકાઈ અને મનનું સંકોચપણું માલમ પડેછે, તે લુચ્ચાઈથી અને ધિક્કારથી જણાઈ આવેછે. તે કંઈ કૃત્યમાં દેખાતાં નથી, પણ તે ફક્ત ખતરાજીમાં, અદેખાઈમાં એટલેકે, પોકાર કરવામાં, ચાળા ચસકા અને મદદને માટે નીરાધાર પણે ચીસપાડવામાં, વાવટા, ઉરાડવામાં, અને ગાયન ગાવામાં, અને લાંબા વખતથી મરીગએલા માણસોનાં દુઃખો અને લાંબા વખત ઉપર ખોટા થએલા ઉપાયને માટે તેઓ નિરંતર એકને એક કહેવામાં ધમચકડ કર્યા કરેછે. આવા સ્વદેશાભિમાનથી ઉપદ્રવ કરવો, એતો કદાચ મોટા મોટા દોષ થઈ પડે કે જે કોઈ દેશના ઉપર આવી પડે.

પણ જેમ સ્વદેશાભિમાન નીચ થાયછે, તેમ તે ઉંચપણ થાયછે, મતલબકે એવો પણ સ્વદેશાભિમાન થાયછેકે જે ઉમદા કામથી પોતાના દેશની ચઢતી કરેછે અને તેને શક્તિમાન કરેછે. કે જે સત્યતાથી તે માણસાઉપણે પોતાની ફરજ બજાવેછે; કેજે પ્રમાણીક, ગંભીર અને ચોખ્ખી જીંદગી કાઢેછે; અને સુધારાને માટે જેજે તક તેને મળી આવે તેનો સૌથી સારો ઉપયોગ કરવાને યત્ન કરેછે. અને તે જે વખતે એવો પણ સ્વદેશાભિમાન થાયછે કે,જે અસલના મહાન પુરૂષના દાખલાથી અને યાદગારીને પુષ્ટિ આપેછે. કે જે પુરૂષોએ તેના ધર્મ અને સ્વતંત્રતાના કારણોમાં દુઃખો ભોગવી ભોગવીને અમર કીર્ત્તિ મેળવીછે. અને તેઓની પ્રજાને માટે સ્વતંત્ર જીંદગી અને નિયમોના હક મુકી ગયાછે, કે જેના તેઓ વારસો અને માલિકછે.

પ્રત્યેક માણસના કરતાં કંઈ વધારે પ્રજાની સંખ્યા ઉપરથી તોલ કરવો નહિ; તે કદમાં ઝાડની પેઠે ઉગતી નથી, અને તે માણસને વધારે સારો કરેછે. અગર જો **વિસ્તાર** એ **મોટાઈની** સાથે ઘણીખરી વાર ભળી જાયછે તો પણ પ્રજા મહાન કહેવાય તેને માટે બહુ સંખ્યા વાળી હોવી જોઈએ એ કંઈ જરૂરનું નથી. પ્રજા એ તેનાં સંસ્થાન અનેવસ્તીમાં મોટી હોતી નથી. ઈસ્રા-

એલના થોડા લોકો હતા, એમછતાં તેઓએ કેવી મોટી જીંદગી પ્રગટ કરી. અને એ ઉપરથી તેઓએ માણસાઈ-પણાના નસીબના ઉપર કેવી સત્તાથી અસર કીધી. ગ્રીસ કંઈ વિસ્તારવાળું નહતું. દક્ષિણ લેંકેશાયરનાં કરતાં એટીકા તદ્દન ઓછી વસ્તીવાળું હતું અને ન્યુયોર્કના કરતાં આથેન્સ ઓછી વસ્તી વાળું હતું તો પણ તે હુન્નરમાં, વિદ્યામાં, ફિલસુફીમાં અને સ્વદેશાભિમાનમા કેવું મોટું હતું. એબધું છતાં પણ તે આથેન્સની નાશવંત નબળાઈ એ હતી કે તે-ના શહેરી લોકોમાં ખરેખરું કુટુંબ અથવા ઘરની જીંદ-ગાની નહતી. અને સ્વતંત્ર માણસોમાં મોટો ભાગ ગુલામ-ગીરીનો હતો. જો તેના જાહેરાત માણસો ભ્રષ્ટથએલા ન કહીએ તો પણ તેઓ નીતિમાં લંપટ હતા. ત્યાંની સ્ત્રીઓ ઘણીજ હોશિઆર હતી તોપણ તેઓ અપવિત્ર હતી અને એથીજ તેની પડતી નકી થઈ. અને તેપણ તેવી ચઢતીના કરતાં વધારે થઈ. એજ રીતે રોમના લોકોની સાધારણ ભ્રષ્ટતા અને તેઓની મોજ મઝા અને આળસના પ્યારને લીધે તેની પડતી આવી, અને તેમનો નાશ થયો. કેમકે રોમના પાછલા દહાડામાં કામ એતો ફક્ત ગુલામને લાયકછે એમ ગણા-તું હતું. તેના દેશીઓ તેના ઘરડા વરડાના લક્ષણના સ-દ્ગુણોના ઉપર પતરાજી કરતાં બંધ પડયા, અને આ-

ળુ રાજ ભાગી પડ્યું, કેમકે જૂનો બર્ટન કહેછે કે આપ્રમાણે પ્રજા આળસુ અને મોજમઝામાં રહેતો તેના પ્રમાણિક કામમાં પસીનાનું એક ટીપું પડે તેના કરતાં વધારે જુજ લડાઈમાં પણ તે શેર લોહી ખોશે. તે મરીજશે અને ઉદ્યોગી અને શક્તિમાન પ્રજા તેની જગા લેશે. જ્યારે ચૌદમા લુઈએ હાલબર્ટને પુછ્યું કે આવા ફ્રાન્સના જેવા મોટા અને ઘાડીવસ્તી વાળા દેશના ઉપર તું રાજ કરેછે અને તેછતાં તું હોલંડના જેવા નાના દેશને જીતવાનું અશક્યછે એમ કહેછે એમકેમ? ત્યારે પ્રધાને જવાબ દીધોકે માબાપ દેશની મોટાઈ તેના સંસ્થાનોના ફેલાવા ઉપર આધાર રાખતી નથી, પણ પ્રજાના લક્ષણ ઉપર આધાર રાખેછે, એતો ડચ લોકોની મહેનત, કરકસર, ને બુદ્ધિછે કે જેથી આપ નામદારને તે જીતવાને મુશ્કેલ માલમ પડેછે. ઈ૦સ૦ ૧૬૦૮ માં હેગ આગળ સલાહ કરવાને સ્પેનના રાજાએ મોકલેલા રિચર્ડ અને સ્વીનોલા નામના બે એલચીઓને વિષે એવું વર્ણન કરવામાંઆવેલું છેકે, એક દહાડો તેઓએ આઠ અથવા દશ માણસો નાની હોડીમાંથી ઉતરતા જોયા અને તેઓ ઘાસના ઉપર બેઠા હતા અને તેઓ રોટલી માખણ અને દારૂની જ્યાફત કરતા હતા. તે ગામડીઆને એલચીએ પૂછ્યુંકે આ-

મુસાફર કોણછે, ત્યારે તેણે જવાબ દીધોકે, અમે પૂજ્યના શેઠ અને અરડ્ઈટના ડીપુટી છઈએ.

સ્પીનોલાએ એકદમ તેના સોબતીના, કાનમાં કહ્યું કે આપણે સલાહસંપ કરવો જોઈએ. આ માણસો કાંઈ જીતાય એવા નથી.

સારાંસકે નિયમોની સ્થિરતા એ લક્ષણની સ્થિરતા ઉપર આધાર રાખેછે. ભ્રષ્ટ માણસોની ઘણી સંખ્યાથી કોઈ મોટી પ્રજા થતી નથી. કદાચ લોકો પણ સુધરેલા દેખાય. તેમછતાં પણ તેઓ વિપત્તિના પહેલા સપાટાથી પાયમાલ થશે. પ્રત્યેક માણસના લક્ષણના પ્રમાણિકપણા શિવાય તેઓમાં ખરેખરૂં જોર, સંપ અથવા ગંભીરતા હોતી નથી. તેઓ કદાચ પૈસાદાર સભ્ય, અને હુન્નરી હોય, અને એમ છતાંપણ તેઓ નાશરૂપી દરિઆના કિનારા ઉપર જો કદાચ તેઓ પોતાની જાત સંભાળીને બેશીરહે, અને મોજ મઝા શિવાય કંઈ મતલબ રાખતા હોય, એટલે પોતે પોતાનાજ માલિક એવા વિચાર ધરાવતા હોયા તો આવી પ્રજા પાયમાલ થશે અને તેનો નાશ ખચિતપણે થશે.

જ્યાં પ્રજાનું લક્ષણ સુધરતું બંધ થાયછે, ત્યાં તો પ્રજા પાયમાલ ગણાશે, અને જ્યાં સત્તા, પ્રમાણિકપણું,

આબરૂ અને વાજબીપણાના સદ્ગુણથી વપરાતા વખાણ બંધ થાયછે ત્યાંતે રહેવાને લાયક નથી. અને જ્યારે કોઈ પણ દેશમાં એવો વખત આવેછે, કે ત્યાં લોકો પૈસાથી બગાડ અથવા મોજ મઝાથી ભ્રષ્ટતા અથવા વિભાગથી. એટલાતો ગાંડા ઘેલા થઈ જાયછે કે, પ્રમાણિકપણું, વ્યવસ્થા તાબેદારી, સદ્ગુણ અને વફાદારી એ ગએલા વખતની ચીજો એમ પ્રત્યક્ષ દેખાઈ આવેછે ત્યારે તે અંધકારમાં પડેછે. જો કદાચ આવાં પ્રમાણિક માણસો હોયતો તેને દરેક બીજા માણસોની લાગણીને માટે ફાંફાં મારવાં પડે. તો તેઓ ફક્ત પ્રત્યેક માણસના લક્ષણને ફરીથી ઉંચે ચઢાવવાને અથવા તેની તેજ સ્થિતિમાં રાખવાને આશા રાખશે. કેમકે તેથી જ ફક્ત પ્રજાનો બચાવ થાયછે. અને જો લક્ષણ નિ-રંતરને માટે ગયું તો પછી ખરેખર એમાં કંઈજ માલ રહેશે નહિ.



# પ્રકરણ ૨.

## વરસત્તા.

[ ગીતિવૃત્ત. ]

એવી રીતે અતિશય, હૃદય વિષે વસ્તુ-સાર [1] ધારંતા.
આપણ પ્રાણિ ઘડૈયે [2], તવ [3] અવશ્ય કરિ બનૂં બુદ્ધિવંતા.

**વર્ડસવર્થ.**

નેપોલીઅન બોનાપાર્ટે માડમ કામ્પાન જોડે વાત કરતાં કહ્યું કે "શિક્ષણની જૂની પદ્ધતિઓ કંઈજ કામની દેખાતી નથી; લોકોને બરાબર રીતે કેળવવાને સારૂ કઈ વસ્તુની જરૂર છે ?" માડમ કામ્પાને જવાબ દીધો, "**માતાઓ.**" આ ઉત્તર શેહેન-શાહને વાજબી લાગ્યો. તેણે કહ્યું "ખરેખર, આ એક શબ્દમાં શિક્ષણની આખી પદ્ધતિ રહેલી છે. ત્યારે પોતાનાં છોકરાંને કેવી રીતે કેળવવાં એ વાતના જ્ઞાનવાળી માતાને કેળવીને તૈયાર કરવાનું કામ હું તમને સોંપું છું."

એમિ **માર્ટિન.**

[ **દોહરા.** ]

એ પ્રભુ શ્રી સંભાળથી, વાડ કરી ચોપાસ;
બુદ્ધિહમારી તૂં કરે, ગણિ નિજ સંતતિ [4] ખાસ.—૧

---

૧-વસ્તુઓનો સારાંશ-તત્વાંશ-જીવ આત્મા.
૨ કેળવાઈયે.-નિવડિયે. ૩.-ત્યારે. ૪.-પ્રજા-સંતાન.

માત તાત હમને પ્રથમ, સુબોધ આપે ઘેર,
પછિ શિખવે શાળા-ગુરૂ, નીતિ-નિયમ રૂડી પેર.—૨
વિવેકબુદ્ધિ–નિયમની, હદમાં રાખી ભાવ[1];
તે ગુરૂ હમને મોકલે, લેવા દુનિયઈ લ્હાવ[2]. ૨-૩

જ્યોર્જ હરબર્ટ.

લક્ષણ શિખવાની પહેલી અને સૌથી અગત્યની નિશાળ ઘર છે, ત્યાંજ દરેક માણસ નીતિની સૌથી સારી અથવા નઠારી કેળવણી પામેછે;—કેમકે ત્યાંજ તે જીંદગી લગી ટકે અને જીવ જતેજ જાય એવા વર્તણુકના નિયમો ગ્રહણ કરે છે.

આ એક સાધારણ કહવત છે કે "રીતભાતથી માણસ થાય છે" અને બીજી એવી કેહેવત છે કે "મનથી માણસ થાય છે;" પણ એ બન્ને કરતાં પણ વાસ્તવિક એક ત્રીજી કહેવત છે કે "ઘરથી માણસ થાય છે." કારણ કે ઘરકેળવણીમાં ફક્ત રીતભાત અને મનનોજ નહિ પણ લક્ષણ સુદ્ધાંનો સમાવેશ થાયછે. વિશેષે કરીને ઘરમાંજ અં-

---

૧.—ભક્તિ–પ્રીતિ. (વિવેક બુદ્ધિના નિયમોની હદમાં રહીને તે પ્રમાણે વર્તવા ઉપર હમારી ભક્તિ–પ્રીતિ રાખીને–ફરવી. તે)
૨.—દુનિયાનાલ્હાવા.

ત:કરણ ખીલેછે, રહેણી બંધાય છે, બુદ્ધિ પ્રદીપ્ત થાયછે, અને લક્ષણ સારૂં કે માઠું રૂપ પકડે છે.

એજ મૂળમાંથી ( પછી તે મૂળ શુદ્ધ હોય કે અ-શુદ્ધ હોયતોપણ ) જે નિયમો અને કહાણીઓ જનમંડ-ળ ચલાવે છે તે નીકળે છે. કાયદો જાતેજ ઘરમાં પળાતા નિયમોનું પ્રતિબિંબ છે. ઘર વ્યવહારમાં વિચારના જે જે બીજ છોકરાંના મનમાં રોપેલાં હોય છે તે પછીથી દુનિયા-માં પ્રગટ થઇ તેના જાહેર મત થાયછે; કેમકે પારણાંમાંથી પ્રજાની નિપજ થાય છે, અને જેઓ રાજ્યની લગામ ધાર-ણ કરે છે તેઓના કરતાં પણ જેના હાથમાં છોકરાંઓની દોરી હોય છે તેઓ વખતે વધારે સત્તા ભોગવે છે.

સ્વાભાવિક નિયમજ છે કે ઘરનો આચાર લોકાચારનું સાધન હોવું જોઇએ, અને મન અને લક્ષણ પહેલ વહેલાં ઘરમાંજ બંધાવવા જોઇએ. જે માણસોનું આગળ ઊપર જનમંડળ બને છે તેઓને ત્યાં પૃથક રીતે કેળવવામાં આવે છે. અને એક એકને તૈયાર કરવામાં આવે છે. કુટુંબમાં-થી તેઓ દુનિયામાં પડે છે અને બાલ્યાવસ્થામાંથી શહેરી અવસ્થામાં જાય છે. આ પ્રમાણે ઘર સુધારાની ઘણીજ અસર કરનારી નિશાળ ગણી શકાય. કારણ કે સઘળી વાત ધ્યાનમા લેતાં પ્રત્યેક જણની કેળવણીપર મુખ્યત્વેકરીને સુ-

ધારો આધાર રાખે છે, અને જનમંડળમાં તો દરેક જણ તરૂણાવસ્થામાં સારી અથવા માઠી રીતે કેળવાયલો હોય તેજ પ્રમાણે તેઓની બનેલી મંડળી વધારે અથવા ઓછી માણસાઈમાં આવેલી અને સુધરેલી થશે.

કોઈપણ માણસ પછી તે ગમે તેવો ડાહ્યો હશે તો-પણ તેની કેળવણીપર તેના બાળપણમાં આસપાસના મા-ણસોની નીતિથી ઘણી અસર થયા વિના રહેતી નથી; તે દુનિયામાં નિરાધાર અવતરે છે, અને તેના પોષણ અને શિક્ષણને સારૂ તેની આસપાસના માણસપર તદન આધાર રાખે છે. તે પહેલો શ્વાસ લે છે ત્યારથીજ તેની કેળવણી શરૂ થાય છે. એક વેળા એક માએ પોતાનું બાળક જે તે વખતે ચાર વર્ષનું હતું તેની કેળવણી ક્યારથી શરૂ કરવી એમ એક પાદરીને પુછ્યુ, ત્યારે તેણે ઉત્તર વાળ્યો કે "બા-ઈ, જો તમે આરંભ કરી ચુક્યા ન હો તો તમે એ ચાર વર્ષ ગુમાવ્યાછે, બચ્ચાંના ગાલપર પહેલું મૃદુ હાસ્ય દેખાય ત્યારથીજ તમારી કેળવણી આપવાની તક શરૂ થાય છે."

પરંતુ આ દાખલામાં પણ કેળવણીનો આરંભ થઇ ચુકયો હતો; કેમકે છોકરૂં માત્ર અનુકરણથી વગર મહેનતે અને જાણે ચામડીના છીદ્રોમાંથીશીખે છે. એક અરબી ક-હેવત છે કે " અંજીરી અંજીરીને જોતાં ફળવાન થાય

છે." અને છોકરાંનું પણ એમજ સમજવું. તેઓનો પહેલો મોટો ગુરૂ દાખલો છે.

બાળકનું લક્ષણ બાંધવામાં કામ આવતાં કારણો દેખીતાં ગમે તેવાં નજીવાં હોય તોપણ તેઓ જીંદગી પર્યંત ટકે છે. બાળકનું લક્ષણ પુરૂષના લક્ષણનું બીજછે. સઘળી પછીની કેળવણી ફક્ત તેમાં ઉમેરો છે. પણ લક્ષણરૂપી સ્ફટિકની આકૃતિ તો તેવીને તેવીજ રહેછે. આ પ્રમાણે કવિની કહેવત ઘણે દરજ્જે સાચી ઠરે છે કે

"The child is the father of the man"

"પુત્રના લક્ષણ પારણામાંથી જણાય;" અથવા મિલટન લખે છે કે "જેમ સવાર દહાડાને બતાવે છે તેમ બાળક માણસને બતાવે છે." વર્તણુકની જે પ્રવૃત્તિ લાંબા કાળ સુધી ટકેછે અને જેના મૂળ ઘણા ઉંડા બાઝેલાં હોયછે તેની શરૂઆત આપણા જન્મથીજ થાય છે. તેજ વેળાએ સદ્‌ગુણ કે દુર્ગુણની લાગણી કે મનોભાવના બીજો પહેલવેહેલાં રોપાયછે અને તેથી આખી જીંદગીનું લક્ષણ નક્કી થાયછે.

બાળકને જાણે નવી દુનિયાના દરવાજા આગળ મુકવામાં આવેછે, અને જે જે ચીજો ઉપર તેની આંખ પડે છે, તે સઘળી નવાઈની અને અચંબો ભરેલી હોયછે. પહે-

લખેલાં તો તે નિહાળીને જોય એટલુંજ બસ છે; પણ ધીમે ધીમે તે જોવાનું, તપાસ કરવાનું, સરખાવવાનું, શીખવાનું અને મનપર પડેલા સંસ્કારો તથા વિચારોને મનમાં ભરી રાખવાનું શરૂ કરે છે; અને ડહાપણ ભરેલી દેખરેખ નિચે અભ્યાસમાં જે વધારો તે કરે છે તે બેશક આશ્ચર્યકારક હોય છે. લોર્ડ બ્રુહામ લખેછે કે 'બાળક તેની બાકીની સઘળી જીંદગીમાં જેટલું શીખેછે તેના કરતાં અરાડ અને ત્રીસ મહિનાની વચ્ચેની વયમાં, જડ સૃષ્ટિ વિષે, પોતાની શકિત અને બીજાના સ્વભાવ વિષે, અને પોતાના તથા પારકાના મન વિષે વધારે શીખેછે. આ અરસામાં બાળક જે જે જ્ઞાન સંપાદન કરેછે તથા જે જે વિચારો તેનામાં ઉત્પન્નથાયછે તે એટલા તો અગત્યના છે કે પછીથી તે નાશ પામે એમ જો આપણે કલ્પના કરી શકીએ તો કેમ્બ્રીજના વડા રાંગલરનું અથવા ઓકસફર્ડના પહેલા વર્ગમાં પાસ થયેલા માણસનું સઘળું જ્ઞાન તેની સાથે સરખાવતાં નહી જેવું થશે. અને તે જ્ઞાન તે જ્ઞાની પુરૂષનું જીવન એક અઠવાડીયું સરખું પણ ખરેખર ટકાવી શકશે નહીં."

બચપણમાંજ મનપર અતિ સહેલથી સંસ્કાર થાયછે, અને તેપર પડતાં પહેલાં ચણગારાથીજ સળગી

ઉઠવાને મન તત્પર હોયછે. વિચારો એ વખતે જલદીથી ગ્રહણ થાયછે, અને હંમેશ રહે છે. આ રીતે સ્કોટને વિષે એવું કહેવાયછે કે તે વાંચતાં શીખ્યો ત્યાર પહેલાં ઘણો વખત અગાઉ પોતાની મા તથા દાદીને ગાતાં સાંભળવાથી લાવણી તરફ તેનું મન પહેલવહેલું વળ્યું. બાળપણ આરસી માફક છે અને તેના આગળ જે જે છબી પહેલાં ધરવામાં આવે છે તેનું પ્રતિબિમ્બ મ્હોટપણે પાડેછે. પહેલી ચીજ જે બાળક અનુભવેછે તે સદા તેનામાં રહેછે. પહેલી ખુશી, પહેલી દિલગિરી, પહેલો જય, પહેલો પરાજય, પહેલું પરાક્રમ, પહેલી વિપત્તિ તેની જીંદગીનો પ્રારંભ ચિતરી આપે છે.

વળી આ સઘળો વખત લક્ષણની કેળવણી—એટલે સ્વભાવ, ઇચ્છા, અને ટેવની કેળવણી—જેના પર પછીની જીંદગીમાં મનુષ્ય પ્રાણીના આટલા બધા સુખનો આધાર છે તે પણ ચાલુજ છે. અગર જો માણસનામાં આસપાસની બાબતોપર આધાર ન રાખતાં, પોતાનું સ્વવર્ત્તન કરવાની તથા આસપાસના પ્રાણી ઉપર અસર કરવાની અમુક સ્વવર્ત્તન અને સ્વાચારની શક્તિ બક્ષેલી છે, તે છતાં બાળપણમાં તેનાં નીતિ સંબંધી લક્ષણોને જે વલણ આપવામા આવે છે તે અતિ અગત્યનું છે. ઉત્તમ મનના તત્વજ્ઞાનીને

પણ દરરોજના દુઃખ, અનીતિ, અને અધમતાની વચમાં મુકો, તો તેનું અજાણતાજ દુષ્ટતા તરફ અવતરણ થશે. તો આવી સ્થિતિમાં સંસ્કાર ગ્રહણ કરી શકે એવા નિરાધાર બાળકને મૂક્યું તો તેનો દુષ્ટ થવાનો કેટલો બધો સંભવ છે? અસભ્યતા, દુઃખ અને અપવિત્રતામાં માયાળુ સ્વભાવનું, દુષ્ટતા ન ખમે એવું અને મન અને અંતઃકરણમાં શુદ્ધ બાળક ઉછેરવું અશક્ય છે.

આ પ્રમાણે બાળકો જે પછી મોટાં થઇ સ્રી પુરૂષ થાયછે તેના પાલનસ્થાન જે ઘરો તે તેને ચલાવનારી સત્તા પ્રમાણે સારાં અથવા નઠારાં નીવડશે. જે ઘરમાં મમતા અને ધર્મનો પ્રભાવ વ્યાપી રહેછે,—જ્યાં બુદ્ધિ અને મન પોતાનો અમલ ડહાપણથી બજાવે છે,—જ્યાં દરરોજની-રહેણી પ્રમાણીક અને સદ્ગુણી હોયછે,—જે ઘરનો અધિકાર ડહાપણ ભરેલો, માયાળુ અને પ્રીતિ ભરેલો હોયછે, તેવા ઘરમાંથીજ જોઇતી શક્તિ મળે તેમ પોતાના માબાપને ડગલે ચાલવાને, પ્રમાણીકપણે રહેવાને, પોતાની જાતને ડહાપણથી નિયમમાં રાખવાને અને તેઓની આસપાસના માણસોના સુખમાં વધારો કરવાને સમર્થ એવા તન્દુરસ્ત, ઉપયોગી, અને સુખી છોકરાંઓની આશા રખાય.

બીજી તરફ જોતાં જો અજ્ઞાનતા, અસભ્યતા અને સ્વાર્થપણાથી વીંટલાયેલાં હોય તો અજાણે તેઓ તેવાંજ લક્ષણ ધારણ કરશે, અને મોટપણે જંગલી, અભણ, અને સુધરેલી કહેવાતી જીંદગીની અનેક પ્રકારની લાલચોમાં રહેતો જનમંડળને અતિ હાનિકર્ત્તા થશે. એક પ્રાચીન ચુનાની લખી ગયો છે કે "તમારા બાળકને કેળવવાને સારૂ એક ગુલામને સોંપશો તો તમારી કને પછી એકને બદલે બે ગુલામ થશે."

બાળક જે જે જોય છે તેનું અનુકરણ કર્યાં વિના રહેતું નથી. તેના મનને દરેક વસ્તુ રીતભાતનો, ચેષ્ટાનો, વાચાનો, ટેવનો અને લક્ષણનો નમુનો છે. રિકતર લખે છે કે "બાળકની જીંદગીનો સૌથી અગત્યનો વખત બચપણ છે, જે વખતે બીજાના સંગથી તેના આચરણનું બંધારણ થવા માંડે છે. દરેક નવો શીખનાર તેની અગાઉના શીખવનાર કરતાં ઓછી અસર કરી શકે છે; એટલે સુધી કે અંતે જો આખી જીંદગાનીને આપણે એક કેળવણીનું ધામ ગણીયે તો પૃથ્વીના પ્રદક્ષણા કરનાર ઉપર તેને ઉછેરનાર સ્ત્રીના કરતાં તેણે જોયલી સઘળી પ્રજાથી ઓછી અસર થશે." આથી કરીને બાળકના સ્વભાવને રૂપ આપવામાં નમુના જરૂરના છે.

અને જો આપણે સારાં લક્ષણ જોયતાં હોય તો આપણે જરૂર કરીને તેમના આગળ સારા નમુના ધરવા જોઇએ. હવે જે નમુનો ઘણું ખરૂં હંમેશ દરેક બાળકની નજર આગળ રહે છે તે તેની મા છે.

જ્યાર્જ હર્બર્ટ કહે છે કે "એક સારી મા સો મેહેતાજીની બરોબર છે. ઘરમાં તે "સઘળા હૃદયને ખેંચનાર લોહચુંબક છે અને સઘળાની આંખને દોરવનાર ધ્રુવ નો તારો છે." તેની નકલ હંમેશાં થાય છે. અને એ નકલને બેકન "ઉપદેશના સમૂહ" ની સાથે સરખાવે છે. પણ કહેવા કરતાં કરી બતાવવું વધારે લાભકારક છે. એ કરીને શીખવવા બરાબર છે. એ શબ્દ વિનાનું શિક્ષણ છે અને ઘણીવાર જીભથી શાખવી શકાય તેના કરતાં વધારે દ્રષ્ટાંત રૂપે શિખવે છે. ખરાબ દાખલા આગળ સારામાં સારી કહાણી પણ થોડીજ ફાયદાકારક થાય છે. ઉદાહરણનું અનુકરણ થાય છે, ઉપદેશનુ નહિ. ખરેખર આચારવિરૂદ્ધ ઉપદેશ તદન નકામો છે. કારણ કે તે ઘણોજ બાયલો દુર્ગુણ જે દંભ તેજ માત્ર શિખવે છે. બાળકો પણ અનુરૂપતામાં પરીક્ષક હોય છે.અને જે માબાપ કહે છે કંઈ અને કરે છે કંઇ તેની શિખામણનો ભેદ તેઓ ઝડપથી પકડી કહાડે છે. જે પાદરીએ

પોતાની બાંયમાં ચોરેલું હંસ રાખી સત્યતાના સદ્ગુણ વિષે બોધ કીધો તેનો બોધ થોડોજ કીમતી હતો.

બીજાના કૃત્યોની નકલ કરવાથી લક્ષણ ધીમે ધીમે અને નહિ દેખાય એવી રીતે પણ અંતે નક્કી બંધાયછે. પ્રત્યેક કૃત્ય એકલું નજીવું લાગે; પણ દરરોજની જીંદગીના સઘળા કૃત્યો આવાંજ હોય છે. હીમકણની પેઠે તે અદ્રશ્ય પડે છે; દરેક કણ ઢગલામાં ઉમેરવાથી દેખીતો કંઇ ફેર જણાતો નથી અને તેમ છતાં હીમકણોના સમૂહનું એવેલન્ક (બરફનો પુંજ) બનેછે. આ પ્રમાણે એક પછી એક ફરી ફરીને કીધેલા કૃત્યો અંતે એકઠાં મળી ટેવ થઇ પડેછે, મનુષ્ય પ્રાણીના કૃત્યનું સારૂં અથવા નઠારૂં રૂપ નક્કી કરેછે, અને ટુંકામા લક્ષણ બાંધે છે.

બાળકના કૃત્ય અને ચાલચલગતપર બાપના કરતાં માથી ઘણી વધારે અસર થાયછે તેથીજ તેનો સારો દાખલો ઘરમાં આટલો બધો અગત્યનો છે. આ પ્રમાણે શી રીતે હોય એ સમજવું સહેલું છે. ઘર, સ્ત્રીનું રાજ છે, જયાં તે પૂર્ણ સત્તા ચલાવેછે. જે નાની પ્રજાપર તે ત્યાં હકુમત કરેછે તેનાપર તેની સત્તા સંપૂર્ણ છે. દરેક ચીજને સારૂ તેઓ તેનાપર આધાર રાખે છે. તેજ તેઓની આંખ આગળ દાખલો અને નમુનો છે, અને તેને તેઓ અજાણે જોય છે અને તેની નકલ કરે છે.

નાનપણમાં થતી દાખલાની અસર વિષે અને બાળપણમાં મનમાં ઠસાવેલા વિચારો વિષે બોલતાં, કાઉલી નાના ઝાડની છાલમાં કોતરેલા અક્ષરોની સાથે સરખાવે છે. જે વર્ષે વર્ષે વધી મોટી થનારી એ વખતે પહેલી છાપો ગમે તેવી ઝાંખી હોય તોપણ કદી ભુરાઈ જતી નથી. તે વખતે બાળપણમાં મનપર ઠસાવેલાં વિચારો જમીનમાં વાવેલાં બીના જેવાછે, ને કેટલોક વખત સુધી ત્યાં પડી રહી તેમાંથી પીલો ફુટે છે અને પછી કૃત્યો વિચાર, અને ટેવ રૂપે ઉગી નીકળે છે. આરીતે મા પોતાના બાળકના દેહમાં પ્રવેશ કરીને ફરીથી જીવેછે. તેઓ અજાણે તેની રીતભાત, તેની બોલી, તેની ચાલ, અને તેની રહેણી પ્રમાણે પોતે શીખેછે. તેની ટેવ તેઓની ટેવ થાય છે, અને તેનાં લક્ષણ ફરીથી તેઓનામાં દેખાય છે.

આવો માનો પ્યાર મનુષ્ય જાતની દેખીતી ઇશ્વરી માયા છે. તેની **અસર** જાથુકની અને સઘળે ઠેકાણે હોય છે. જીંદગીની શરૂઆતથી માણસની કેળવણીની સાથે તેનો આરંભ થાય છે, અને દરેક ભલી મા પોતાના છોકરા ઉપર જીંદગી પર્યંત જે જબરી અસર કરે છે તેથી કરીને લાંબા વખત સુધી ટકે છે. સંસારની મેહેનત, ચિંતા, અને કસોટીમાં પોતપોતાનો ભાગ લેવાને ભવસાગરમાં

ઉતર્યા પછી પણ સંકટ અને વિપત્તિને સમયે જો સલાહને માટે નહિ તોપણ દીલાસાને સારૂ તેઓ પોતાની મા તરફ જુએ છે. જ્યારે છોકરાં હોય છે ત્યારે જે પવિત્ર અને સારા વિચારો તેણે તેઓના મનમાં ઠસાવેલા હોય છે, તે તેનાં મરણ પછી ઘણા કાળ સુધી સારાં કૃત્યો તરીકે ઉગ્યા કરે છે; અને જ્યારે તેની યાદગીરી શિવાય બીજું કંઈ રહેતું નથી, ત્યારે તેનાં છોકરાં આગલા વખતની વાત મનમાં લાવી તેને કલ્યાણી કહેછે.

દુનિયાનું સુખ કિંવા દુઃખ, જ્ઞાન અથવા અજ્ઞાન, સુધારો કે જંગલીપણું પોતાના ઘરરૂપી ખાસ રાજ્યમાં સ્ત્રીની સત્તાના ચલાવવાપર ઘણે દરજ્જે આધાર રાખે છે, એમ કહેવું એ અતિશયોક્તિ નથી. ખરેખર એમરસન સામાન્ય અને સત્ય વાત કહે છે કે "સુધારાનું પુરૂં માપ સારી સ્ત્રીઓથી થતો અસર છે." આવતો જમાનો માના ખોળામાં સુતેલા બાળકના રૂપમાં આપણે જોઈએ છીએ એમ કહી શકાય. બાળક અંતે કેવું થશે તેનો આધાર મુખ્યત્વે કરીને તેના પ્રથમના અને સૌથી વધારે અસરકારક શિક્ષકના પાસેથી જે કેળવણી અને દ્રષ્ટાંત તેને મળે છે તેનાપર છે.

સઘળા શીખવનારામાં સ્ત્રી માયાળુપણે કેળવણી આપેછે. પુરૂષ માણસ જાતનું મગજ છે, પણ અંતઃ-

કરણ સ્ત્રી છે; પુરૂષ તેની વિચાર શક્તિ છે, પણ સ્ત્રી તેની લાગણી છે; મરદ તેનું બળ છે, પણ બૈરી તેની શોભા, અલંકાર અને વિનોદ છે. સારામાં સારી સ્ત્રીની અક્કલ પણ વિશેષે કરીને તેની પ્રીતિ વડે કામ કરતી જણાયછે અને આ રીતે જોકે પુરૂષ બુદ્ધિને દોરવે છે તો સ્ત્રી લાગણીઓ કે જેથી મુખ્યત્વે કરીને લક્ષણ નક્કી થાયછે તેને કેળવે છે. પુરૂષ જ્યારે તેની સ્મરણશક્તિ ખીલવે છે, ત્યારે સ્ત્રી તેની મનોવૃત્તિને પ્રફુલ્લિત કરેછે. પુરૂષ આપણે જે ફકત માનતાં શીખવેછે તેને સ્ત્રી ચહાતાં શીખવેછે, અને સ્ત્રી વર્ગ મારફતજ મુખ્યત્વે કરીને આપણે સદ્ગુણ મેળવી શકીએ છીએ.

લક્ષણની કેળવણી અને વૃદ્ધિ કરવામાં મા અને બાપથી થતી જુદી જુદી અસરો વિષે જાણવા લાયકનો દાખલો સેન્ટ ઓગસ્ટાઇનના જન્મચરીત્રમાં મળી આવેછે. જ્યારે ઓગસ્ટાઇનનો બાપ જે થગાસ્ટેનો એક ગરીબ સ્વતંત્ર માણસ ( ફ્રીમૅન ) હતો અને પોતાના છોકરાની બુદ્ધિને માટે મગરૂર હતો તે નિશાળમાં અપાતી ઉત્તમ પ્રકારની કેલવણીથી તેનું મન શણગારવાને યત્ન કરતો અને એ મતલબ પાર પાડવાના હેતુથી પોતાના ગજા ઉપરાંત જે જે નુકસાનો તે વેઠતો તેને સારૂ તેના

પાડોશીઓ તેના વખાણ કરતા, ત્યારે બીજી તરફ તેની મા મોનિકા સર્વોત્તમ લાભ મેળવવા તરફ પોતાના છોકરાંનું મન વાળવાને મહેનત કરતી, પવિત્ર સંભાળથી તેને સલાહ આપતી, તેના કાલાવાલા કરીને સમજાવતી, પવિત્રવૃત્તિ પાળવાને તેને શિખામણ દેતી અને તેની દુષ્ટ ચાલથી થતા અતિ સંતાપ અને દુઃખમાં પોતાની પ્રાર્થના સંભળાઈ અને તેનો બદલો મળ્યો ત્યાં લગી તેને સારૂ ઇશ્વરની પ્રાર્થના કરતી અટકી નહિ. આ પ્રમાણે તેના પ્યારની ફતેહ થઈ અને તે માની ધીરજ અને ભલાઈનો બદલો મળ્યો: તે એ કે તેના ગુણી પુત્રનીજ નહિ, પણ તેના ધણીની ચાલમાં પણ ફેરફાર થયો. વૃદ્ધાવસ્થામાં તેના ધણીના મરણ પછી પોતાના પ્યારથી ખેંચાઈને મોનિકા પોતાના પુત્રની સંભાળ લેવાને તેની સાથે મીલાન ગઈ; અને ત્યાં તેને તેત્રીસ વર્ષની ઉમ્મરનો મુકીને તે મરી ગઈ. પણ નાનપણમાંજ તેના દાખલા અને શિખામણથી તેના મનપર ઘણીજ ઉંડી અસર થઇ હતી અને તેના ભવિષ્યના લક્ષણ નક્કી થઇ ગયાં હતાં.

બાળકના મનપર બાલ્યપણમાં થયલો સંસ્કારના આવા ઘણા દાખલા છે અને તે સ્વાર્થ અને દુર્ગુણનો વચલો કાળ વિત્યા બાદ મોટી ઉમ્મરે સારા કૃત્યો તરીકે

ઉગી નીકળે છે. પોતાનાં છોકરાંમાં પ્રમાણિક અને સદ્‌-ગુણથી ભરેલાં લક્ષણોની વૃદ્ધિ કરવાને માબાપ પોતાથી બને તેટલું કરે, અને દેખીતા તો તેમના યત્ન વ્યર્થ જાય છે. પાણી ઉપર નાખેલો રોટલો જેમ ગુમ થઇ જાય છે તેના જેવું એ લાગે છે. અને તેમ છતાં કોઇવાર એમ બને છે કે માંબાપના મરણ પછી ઘણો વખત રહીને—વીશ કે વધારે વર્ષ પણ થઇ ગયા પછી પણ—નાનપણમાં પોતાના દીકરા તથા દીકરીઓને આપેલી લાભકારક શિખામણ તથા સારાં દ્રષ્ટાંતો અંતે ઉગી નીકળી ફળવાન થાય છે.

આમાંનો સૌથી પ્રખ્યાત દાખલો કવિ કાઉપરના મિત્ર **આલ્નીના** રેવરન્ડ **જોન ન્યુટનનો** હતો. તેનાં મા તથા બાપ બન્નેના મૃત્યુ પછી ઘણેકાળે, અને જુવાનીઆ અને વહાણવટી તરીકે દુર્ગુણમાં જીંદગી કહાડ્યા પછી એકાએક પોતાની બદચાલનું તેને ભાન થયું અને આ વખતે બાળપણમાં જે શિખામણ તેની માએ આપેલી તે સઘળીનો આબેહૂબ ચિતાર તેની નજરે પડ્યો. તેની માનો અવાજ જાણે મૃત્યુલોકમાંથી આવતો હોય તેમ તેને સંભળાયો અને તેથી તે ધીરે ધીરે પાછો સદ્‌ગુણી તથા ભલો થયો.

બીજો દાખલો **અમેરિકાના** રાજનીતિવેત્તા **જોન રેનડાલ્ફનો** છે. તેણે એકવખત કહ્યું હતું કે " મારી મરણ

પામેલી મા પોતાના હાથમાં મારો નાનો હાથ લેતી અને ઘુંટણીએ પડાવી 'આપણો બાપ જે સ્વર્ગમાં છે," એમ બોલાવતી તે વખત જો મને યાદ રહ્યો નહોત તો હું નાસ્તિક થઈ જાત.

પણ એકંદર જોતાં આવા દાખલા અપવાદ તરીકે ગણવા જોઇએ. નાનપણમાં લક્ષણો જે પ્રમાણે વળે છે તે પ્રમાણેજ ઘણું કરીને તે રહે છે, અને ધીમે ધીમે જેમ ઉમ્મર વધતી જાય છે તેમ સ્થાયીરૂપ ધારણ કરે છે. સાઉધીએ કહ્યું છે કે "ગમે તેટલા લાંબા કાળ સુધી જીવો, પણ પહેલાં વિશ વર્ષ તો તમારી જીંદગાનીનો લાંબામાં લાંબો અડધો ભાગછે." અને તે વર્ષો અતિ અગત્યના પરિણામોથી ભરપૂર છે. જ્યારે ઘસાઇ ગયલો, નિંદાખોર અને વૈભવી દાકતર વાલકોટ મોતના બીછાનાપર સુતો હતો, ત્યારે તેના મિત્રે તેને પુછયું કે હું તને સંતોષ પમાડી શકું એવી કોઇ ચીજ છે? તે મરતો માણસ આતુરતાથી બોલ્યો "હા, મને મારી જુવાની પાછી આપો." તેને માત્ર જુવાનીજ આપો અને તે પશ્ચાતાપ કરશે—તે સુધરશે. પણ હવે ઘણું મોડું થયું હતું! તેની જીંદગી વ્યસનની સાંકળથી બંધાઈ અને જડાઇ હતી.

કવિત રચનાર ગ્રેટી લક્ષણની કેળવણીમા સ્રીની અગત્યતા એટલી બધી ગણતો હતો કે ભલી માતાને

"સૃષ્ટીનું રત્ન" કહેતો. અને એમાં તે ખરો હતો; કારણ કે બાપ કરતાં પણ ઘણે દરજ્જે સારી મા માણસ જાતના સદા સુધારામાં મદદ કરેછે, કેમકે તેઓ ઘરમાં નીતિ-રૂપી વાતાવરણ પેદા કરેછે. અને જેમ જડશરીર સારૂ ભૌતિક–હવા દામની છે તેમ માણસની માનસિક સ્થિતિનો તે ખોરાક છે. બુદ્ધિથી દોરાયલા સારા સ્વભાવ, મીઠા ભાષણ, અને માયાવડે સ્ત્રી ઘરમાં વસનારાની આસપાસ શુદ્ધ અને મરદાની સ્વભાવની વૃદ્ધિ કરવાને યોગ્ય એવા આનંદ, સંતોષ અને સંપના વાતાવરણનું વ્યાપન કરે છે. સદ્ગુણી, કરકસરવાળી, આનંદી અને સુઘડ સ્ત્રીથી ચલાવાતું ગરીબમાં ગરીબ ઘર પણ આ પ્રમાણે ચહેન, સદ્ગુણ અને સુખનું ધામ થાય; તે કુટુંબીઓમાં દરેક પ્રકારના ઉમદા સંબંધનો દેખાવ થાય; એવું ઘર તેના ઘણા ખુશકારક મંડળથી માણસને પ્રીય થઇ પડે કારણ કે તે અંતઃકરણને આશ્રયસ્થલ આપેછે, સંસારના તોફાનમાંથી રક્ષણ કરેછે, મહેનત કીધા પછી આરામ લેવા મધુર સ્થાન થઈ પડે છે, દુઃખમાં દીલાસો, સુખમાં મગરૂબી અને સઘળે વખતે આનંદ આપેછે.

આ રીતે સારૂં ઘર માત્ર જુવાનીમાંજ નહિ પણ વૃદ્ધાવસ્થામાં પણ સૌથી સરસ નિશાળ થઇ પડેછે. ત્યાંજ

જુવાન અને ઘરડા, આનંદ, ધીરજ, આત્મસંયમ અને નોકરી અને ફરજનો યથાર્થ સરસ રીતે શીખે છે. જ્યોર્જ-હર્બર્ટની મા વિષે બોલતાં આઇઝાક વૉલ્ટન લખે છે કે તે પોતાનું ઘર વિવેકથી અને સંભાળથી ચલાવતી, સખતાઇથી નહિ તેમ ચીઢથી પણ નહિ પણ એવી મીઠાસથી અને બાળકોને ભાવતી રમત ગમતને અનુસરીને ચલાવતી કે તેની સોબતમાં પુષ્કળ વખત ગાળવાનું તેઓને મન થતું અને એથી તેને ઘણો સંતોષ થતો.

ઘર એ વિનયની ખરેખરી નિશાળ છે; અને તેમાં સ્ત્રી હમેશા સારામાં સારી અનુભવી શીખવનાર છે. પ્રોવેન્સ ( ફ્રાન્સની દક્ષિણનો ભાગ ) ની એક કહેવત છે કે " સ્ત્રીવિના પુરૂષ ચાટીને બરોબર નહિ ઉછેરેલાં પશુનાં બચ્ચાં જેવા હોત." પરોપકાર બુદ્ધિનાં કિરણ ઘરરૂપી મધ્ય બિંદુમાંથી પ્રકાશે છે. બર્ક લખે છે કે " જનમંડળમાં, જે નાની ટુકડીમાં આપણે રહેતા હોઇએ તેને ચાહવી એ લોક પ્રત્યેની આપણી પ્રીતિનું મૂળ છે." ઘરની પવિત્ર હદમાં "બાળકના માથા પાછળ" બેસવામાં અત્યન્ત ખુશી અને સુખ લાગે છે એમ કબુલ કરતાં ડાહ્યા અને સારામાં સારા

માણસ પણ શરમાતા નથી. શુદ્ધ અને ધાર્મિક ગૃહાચાર એ લૌકીક કામો અને ફરજો બજાવવા સારૂ કંઈ જેવી તેવી તૈયારી નથી; અને જે માણસ પોતાના ઘરને ચાહેછે, તે પોતાના દેશને પણ ઓછો ચાહશે નહિ, અને તેની સેવા ઓછી બજાવશે નહિ.

પણ ઘર જે લક્ષણનું પાલનસ્થાન છે તે જેમ સારામાં સારી નિશાળ થઈ શકે, તેમ નઠારી પણ થઈ શકે. બાળપણથી માણસાઇમા આવતાં ઘરમાં રહેલા અજ્ઞાનપણાથી કેવો બેસુમાર બગાડ થાય છે! જીંદગાનીની પહેલી પળથી માંડીને તે છેહલી પળ સુધીમાં નાલાયક મા અને આયાને લીધે કેટલાં બધાં માનસિક દુઃખો અને રોગો ખમવાં પડે છે! એક નાલાયક અજ્ઞાન સ્ત્રીની સંભાળ નીચે બાળકને મુકો, અને તેથી જે ખરાબી તમે કરશો તે મ્હોટપણે કોઇપણ પ્રકારની કેળવણીથી સુધારી શકાશે નહિ. મા આળસુ, દુર્ગુણી, અને કુઅડ હોય, અને તેના ઘરમાં કુજીઆ કંકાસ, ચીડીઆ સ્વભાવ, તથા અસંતોષ વ્યાપી રહ્યો હોય, તો તે દુઃખનું ધામ થઇ પડશે; ત્યાંથી નાશી જવાની મરજી થશે, પણ તેની તરફ જવાની મરજી થશે નહિ, અને જે બાળકો કમનસીબે ત્યાં ઉ-

છેરાશે તે નીતિ સંબંધી વૃદ્ધિમાં જાણે કે વામણાં અને કદરૂપાં જેવા થઈ પોતાને તેમજ બીજાને દુઃખનું કારણ થઇ પડશે.

નેપોલીયન બોનાપાર્ટ કહે છે કે "બાળકની ભવિષ્યમાં સારી અથવા નઠારી ચાલનો આધાર બીલકુલ તેની મા૫ર રહેછે." ઘરમાં તેની માએ આપેલી ઈચ્છા ઉત્સાહ, અને આત્મસંયમની કેળવણી ઘણે દરજ્જે પોતાની ચઢતીનું કારણ હતું એમ તે પોતે કહેતો. તેનો એક જીવનચરિત્ર લખનાર કહેછે કે "માયા, સખતાઈ, અને ન્યાય. એ ત્રણે યોગ્ય રીતે વાપરીને તે પોતાને ચાહે, માન આપે, અને તાબે રહે, તેને સારૂ સાધનો શોધી કાઢનારી તેની મા શિવાય તેનાપર કોઈની સત્તા નહોતી; તેની પાસેથીજ એ તાબેદારીનો સદ્ગુણ શિખ્યો."

છોકરાની ચાલનો આધાર તેની માની ચાલપર છે એ વિષે એક વિચિત્ર દાખલો પ્રસંગોપાત મીο ટફનેલના નિશાળના એક રીપોર્ટમાં મળી આવે છે. તે લખે છે કે આ વાત એટલીતો સાચી ઠરેલી છે કે, તે વેપાર સંબંધી વાતમાં પણ ધ્યાનમાં લેવામાં આવીછે. તે કહે છે કે "એક મોટું કારખાનું જ્યાં ઘણાં છો-

કરાં કામે લાગેલાં હતાં, ત્યાં મને ખબર પડી કે ત્યાંના કારભારિઓ કોઇ પણ છોકરાને રાખતાં પહેલાં તેની માની ચાલચલગત વિષે તપાસ કરતા, અને જો તે સન્તોષકારક હોય તો તેઓની ઘણીખરી ખાતરી થતી કે તેનાં છોકરાં પણ પોતે આબરૂથી વર્ત્તશે. **બાપની ચાલપર જરા પણ ધ્યાન અપાતું નહોતું.**"

વળી એમ પણ જોવામાં આવ્યું છે કે જ્યાં બાપ ખરાબ, પીધેલ અને છેક કુતરેહાલ થઈ જાય છે તેવા દાખલાઓમાં પણ જો મા ડાહી અને સમજુ હોય તો કુટુંબ સલાહ સંપમાં રહે છે, અને છોકરાઓ ઘણું કરીને દુનિયામાં આબરૂથી રહે છે. પણ એથી ઊલટું જ્યાં મા ખરાબ ચાલની હોય છે, ત્યાં બાપ ગમે તેવી સારી ચાલનો હોય છે, તોપણ છોકરાંઓ અગાડી જતાં સારાં નિવડ્યાં હોય એવા દાખલા સરખાવતાં જુજ જડે છે.

લક્ષણ બંધાવામાં સ્ત્રીઓથી જે જે અસર થાય છે, તેનો મોટો ભાગ અવશ્ય કરીને લોકોની જાણમાં આવતો નથી. ધર્મ માર્ગમા નિરન્તર પ્રયત્નો કરી અને ધીરજથી મંડયા રહીને ઘર અને કુટુંબરૂપી શાન્ત એકાન્ત વાસમાં તેઓ પોતાનું સારામાં સારૂ

કામ કરે છે. તેઓની મોટામાં મોટી ફતેહ ખાન-ગી અને ઘર સંબંધી હોવાથી ભાગ્યેજ નોંધાય છે; અને પ્રખ્યાત માણસોનાં જન્મચરિત્રમાં પણ તેઓની માએ તેઓનાં લક્ષણ બાંધવામાં જે ભાગ લીધેલો, અને સદ્વૃત્તિ તરફ તેઓના મનને જે વલણ આપેલું, તે વિષે ઘણું ખરૂં આપણા સાંભળવામાં આવતું નથી. તેમ છતાં આ કારણને લીધે તેમને પોતાનો બદલો મળ્યા વિના રહેતો નથી. તેઓએ કીધેલી અસર વગર નોંધાયલી હોવા છતાં, તેમની પાછળ જીવે છે, અને સદા ફળો ઉત્પન્ન કર્યાં કરે છે.

જેમ મહાન પુરૂષો વિશે આપણે સાંભળીએ છીએ, તેમ મહાન સ્ત્રીઓ વિષે ઘણીવાર સાંભળતા નથી. સારી સ્ત્રી વિષે ઘણું ખરૂં આપણે સાંભળીએ છીએ; અને એ સંભવિત છે કે મોટી મોટી છબીઓ ચીતરે, મોટાં મોટાં પુસ્તકો લખે, અથવા સંગીતો રચે, તેના કરતાં પણ પુરૂષો તથા સ્ત્રીઓનાં લક્ષણ સારાં કરીને વધારે મોટું કામ કરે છે. જોસફ ડી મેસ્ટ્રે લખે છે કે "સ્ત્રીઓએ કંઇ અનૂપમ કૃતિ કરી નથી એ ખરૂં છે. તેઓએ ઇલિયડ, કે જેરૂસલમ ડીલીવર્ડ, કે હેમ્લેટ, કે ફીડર, કે પેરેડાઈઝ લોસ્ટ, કે ટાર્ટફ લખ્યાં નથી; તે-

ઓએ સેન્ટ પીટરના દેવળનો નકશો કાઢયો નથી, મેસાયા રચ્યું નથી, એપોલો બેલ્વિડરની મૂર્ત્તિ કોતરી નથી,લાસ્ટ જજમેન્ટ ચીતર્યું નથી; ખરૂં છે કે તેઓએ બીજગણીત, દુરબીન અથવા વરાળયંત્ર શોધી કાઢ્યાં નથી; પણ એ સઘળાં કરતાં મોટાંઅને સારાં સારાં કામો તેઓએ કર્યાં છે, કારણ કે દુનિયાની સર્વોત્તમ નિપજ, જે પ્રમાણિક અને સદ્ગુણી સ્ત્રી પુરૂષો તે તેઓના હાથ નિચેજ કેળવણી પામેલાં છે."

ડીમૈસ્ટે તેના કાગળ પત્રો અને લખાણમાં પોતાની મા વિષે ઘણા પ્યાર સહિત અને ભકિતપૂર્વક લખે છે. પોતાની માનાં ઉમદા આચરણને લીધે તેને બીજી બધી સ્ત્રીઓ પૂજ્ય લાગતી. તે પોતાની માનું વર્ણન કરે છે કે, તે એક "ઇશ્વરી માતા" હતી ને "ટુંક મુદ્દત સારૂ ઇશ્વરે જેને મનુષ્યાવતાર આપેલો એવો ફરેસ્તો" હતી એમ તે ધારતો હતો. તેનાં લલક્ષણનું વલણ અને સદ્વૃત્તિપર તેની પ્રીતિ એ સઘળાનુ કારણ તેની માજ હતી એમ તે કહેતો; અને જ્યારે તે પુખ્ત ઉમરનો થયો,' અને જ્યારે સેન્ટ પીટર્સબર્ગના દરબારમાં એલચી તરીકે કામ કરતો હતો, ત્યારે તે કહેતો કે મારી જીંદગીમાં મારાપર ઘ-

ણામાં ઘણી અસર મારી માના ઉમદા દાખલા અને શિખામણોથીજ થઈછે.

સૅમ્યુઅલ જૉનસનના કદરૂપા અને બેડોળ દેખાવ છતાં, તેની વર્તણુકમાં ઘણી ખુબી ભરેલી એક વાત હતી, તે એ કે પોતાની મા વિષે તે હમેશાં પ્યારથી લખતો. તેની મા ઘણી બુદ્ધિશાળી સ્ત્રી હતી, અને જોન્સન પોતેજ કબુલ કરે છે કે ધર્મ સંબંધી પ્રથમ વિચારો મારા મનમાં પેહેલાં તેણેજ મજબૂત ઠસાવ્યા. તેની મોટી તંગીના વખતમાં પણ પોતાની જુજ પુંજીમાંથી માના સુખને અર્થે તે ઘણું ખરચતો, અને પુત્રધર્મો બજાવવામાં છેલ્લું કામ પોતાની માનું થોડું કરજ આપવાને તથા તેની ઉત્તરક્રિયાનું ખરચ પતાવવાને સારૂ તેણે રાસેલસ નામનું પુસ્તક રચવાનું કર્યું.

જ્યોર્જ વોશિંગટન, જ્યારે તેની માને વિધવા મૂકી એનો બાપ મરી ગયો, ત્યારે માત્ર અગીઆર વર્ષનો અને પાંચ છોકરામાં મોટો હતો. તે દુર્લભ ઉત્કૃષ્ટતાવાળી, સંપત્તિયુક્ત, કામમાં કુશળ, વ્યવસ્થા કરવામાં ઘણી ચતુર, અને દૃઢ લક્ષણવાળી સ્ત્રી હતી. તેને પોતાનાં છોકરાં ઉછેરવાનાં તથા કેળવવાનાં હતાં, મોટું ઘર ચલાવવાનું હતું, અને વિશાળ મિલ્કતની વ્યવસ્થા કરવાની હતી; અને તે

સઘળું તેણે સંપૂર્ણ ફત્તેહથી કીધું. તેની સુબુદ્ધિ, ખંત, નમ્રતા, ઉદ્યોગ અને હોશિયારીથી તે દરેક અડચણ દૂર કરી શકી; અને તેની કાળજી અને મહેનતનો મોટામાં મોટો બદલો એ મળ્યો કે, પોતાનાં સઘળાં છોકરાંને આગળ ઉપર મોટાં થવાની આશા સહિત સંસારમાં પડેલાં, અને જે જે કામો તેમણે લીધાં તે પોતાને તેમજ પોતાની મા જે તેમના ધોરણ, ચાલચલગત, અને પ્રકૃતિને એકલી ઠા-રાવનાર હતી તેવી માને શોભા આપે તેવી રીતે કરતાં જોઇ ને તે સુખી થઈ.

ક્રોમ્વેલનું જન્મચરિત લખનાર એ પ્રોટેક્ટરના બાપ વિષે થોડુંજ કહે છે, પણ તેની માનાં લક્ષણ વિષે તે લંબાણ-થી લખે છે, અને તેને વિષે કહે છે કે "તેણે દુર્લભ પ્રતાપવાન પેહેરામણી આપી; પ્રમાણિકપણું એજ તેની મગરૂબી હ-તી; અને પ્યાર એજ માત્ર તેનો મનોવિકાર હતો; હન્ટિં-ગ્ડનના દારૂના જુના કૂંડમાં જે સાદા શોખને સારૂ તે પ્રખ્યાત હતી, તે તેણે વાહીટહોલના ભપકાદાર મહેલમાં પણ જારી રાખ્યો; અને તેના સઘળા દબદબામાં પોતાના છોકરાના ભય ભરેલા ઉત્કર્ષના વખતમાં તે સલામત રહે વિષેનીજ તેના મનમાં એક ચિંતા હતી".

નેપોલિયન બોનાપાર્ટની મા, અતિ દૃઢ લક્ષણવાળી સ્ત્રી હતી, એમ આપણે લખી ગયા છીએ. ડ્યુક ઓફ વેલિંગ્ટનની મા એનાથી ઉતરતી નહોતી; તેનો છોકરો આકૃતિ, શરીર અને લક્ષણમાં આબેહુબ તેને મળતો આવતો હતો; અને તેનો બાપ વિશેષે કરીને કવિત રચનાર તથા ગાનાર તરીકે વખણાતો હતો. પણ ઘણી આશ્ચર્યકારક વાત એ છે કે વેલિંગટનની મા તેને મૂર્ખ ગણતી, અને મોટપણે તેના ભારે પરાક્રમોને લીધે તેને વિષે મગરૂર થવાની જરૂર પડી, ત્યાં સુધી કોણ જાણે શા કારણને લીધે તેના બીજાં છોકરાંઓના જેટલો તે તેને વહાલો નહોતો.

નેપિઅરોને મા તથા બાપ બન્ને તરફનું સુખ હતું, પણ વિશેષે કરીને તેઓની મા સાહરા લેનોકસ તરફનું હતું; તેણે પોતાના છોકરાઓના મનને ઉંચા વિચારો, ઉમદા કૃત્યોનાં વખાણ, અને શુરવીર જુસ્સાથી ઉશ્કેરવાને પહેલેથીજ મહેનત કીધી હતી; આ સઘળા ગુણો તેઓની જીંદગીમાં ભળી ગયા, અને મોત સુધી ધર્મ અને માનનો માર્ગ તેમને રાખી રહ્યા.

રાજનીતિવેત્તા, વકીલો અને ધર્મગુરૂઓમાં લોર્ડ ચેન્સેલર બેકન, અર્સ્કિન અને બ્રુહમની મા વિષે ખાસ રીતે વર્ણન કીધેલું માલમ પડે છે. આ સઘળી

સ્ત્રીઓ મહા બુદ્ધિવાન હતી, અને પેહેલી તો ઘણી વિદ્વાન પણ હતી; તેમજ કેનિંગ, કયુરન, પ્રેસીડન્ટ આડમ્સ, હર્બર્ટ, પેલી અને વેસ્લીની માતાઓ વિષે પણ લખાયલું છે. લોર્ડ બ્રુહમ પોતાની દાદી જે પ્રોફેસર રાબર્ટસનની બ્હેન થતી હતી, તેને વિષે ભક્તિપૂર્વક શબ્દોમાં લખે છે કે તેના મનમાં જ્ઞાનને સારૂ પ્રબળ ઉત્કંઠા પેદા કરનાર અને દરેક પ્રકારની વિદ્યા સંપાદન કરવામાં આગ્રહી ઉત્સાહનાં મુળ નિયમો ઠસાવનાર તે હતી. અને આ ગુણો જીંદગી પર્યન્ત તેનામાં પ્રધાન રહ્યા.

કેનીંગની મા ઘણી સ્વાભાવિક બુદ્ધિવાળી આએરિશ સ્ત્રી હતી; તેનો સુલક્ષણો પુત્ર પોતાની કારકીર્દીના અંતસુધી તેનાપર અત્યન્ત વહાલ અને ભકિત રાખતો હતો. તે કંઇ સાધારણ બુદ્ધિની સ્ત્રી નહોતી. કેનિંગનું જીવનચરિત્ર લખનાર કહે છે કે, "ખરેખર આ વાત વિષે આપણી સીધી રીતે ખાત્રી થઇ ન હોત તોપણ તેની દૃઢ અને ચિત્તવેધક માતૃભકિત વિષે વિચાર કરતી વખત આવા અચળ પ્રેમના સ્થાનમાં દુર્લભ અને પ્રતાપિં ગુણો હોવા જોઇએ, એવું અનુમાન કર્યા વિના ચાલતજ નહિ. જે મંડળમાં તે રહેતી હતી તે મંડળમાં ઘણી મનશક્તિ-

વાળી સ્ત્રી તરીકે વખણાતી હતી. તેની વાત રસથી અને ઉત્સાહથી ભરેલી હતી; અને તેમાં જોવાનું એ હતું કે તેની વાત કરવાની રીત ખુલ્લી રીતે અપૂર્વ પ્રકારની હતી અને જે વિષયો તે પસંદ કરતી તે નવા 'અચંબો પમાડનારા' અને સાધારણ દરરોજ બનતી બાબતોમાંથી લીધેલા હતા. જે માણસોને તેની સાથે ફક્ત જુજ ઓળખાણ હતું તેઓને તેનાં આચરણના ઉત્સાહમાં કંઇક વિલક્ષણતાનું ડોળ દેખાતું."

કયુરન પોતાની મા વિષે ઘણા હેતથી લખે છે કે તે પ્રબળ સ્વાભાવિક સમજશક્તિવાળી સ્ત્રી હતી. અને તેની ડાહાપણ ભરેલી સલાહ, દૃઢ ધર્મનિષ્ઠા, અને આબરૂદાર લોભ વિષેની શિખામણ, જે તે પોતાના છોકરાના મનપર ખંતથી ઠસાવતી, તેજ મારી જીંદગાનીમાં ફત્તેહનાં મુખ્ય કારણો છે એમ તે પોતેજ કહેતો હતો. તે કહેતો કે "મારા નિર્ધન પિતા પાસેથી મળેલા જે જુજ વારસાને વિષે હું મગરૂર થઇ શકું તે ફક્ત તેના જેવો મારો બેડોળ ચેહેરો અને શરીર છે; અને મારામાં ચેહેરો શરીર અથવા પૃથ્વીપર કહેવાતી દોલત કરતાં વધારે કીમતી કંઇ પણ વસ્તુ છે, એમ જો દુનિયાએ કદિ કહ્યું હોય, તો તે વસ્તુ મારી વધારે વહાલી માએ પોતાના મનના ભંડારમાંથી જે ભાગ મને આપ્યો છે તેજ છે."

જ્યારે માજી પ્રેસિડન્ટ આડમ્સ બોસ્ટનમાં કન્યાશાળાની પરીક્ષા વખત હાજર હતો, ત્યારે ત્યાંના વિદ્યાર્થિઓએ તેને એક માનપત્ર આપ્યું, તેની તેના મનપર ઉંડી અસર થઇ; અને તે સ્વિકારતા વેળાએ સ્ત્રી વર્ગના શિક્ષણ અને સંસર્ગથી તેના આચાર અને લક્ષણપર જે જાથુક અસર થઇ હતી તે વિષે તેણે પોતાના ભાષણમાં બોલવાની તક લીધી. તેણે કહ્યું, "બાળપણમાં માણસને મોટામાં મોટું સુખ જે પોતાના છોકરાંનાં ખરી રીતે લક્ષણ બાંધવામાં આતુર અને શક્તિમાન એવી માતા તરફનું મળી શકે છે તે મે ભોગવ્યું છે. તેની પાસેથીજ જે જે ઉપદેશ, મુખ્યત્વે કરીને ધર્મ સંબંધી અને નીતિસંબંધી, મારી લાંબી જીંદગાનોમાં વ્યાપી રહ્યા છે તે મને મળ્યા છે,—સંપૂર્ણ રીતે અથવા બરાબર જોઈએ તેવી રીતે ઉપદેશ વ્યાપી રહ્યાછે એમ હું કહેતો નથી; પણ જેને હું પુજ્ય ગણું છું તેવી મારી માની યાદગીરીને ફક્ત ન્યાય આપવા ખાતર મારે કહેવું જોઇએ કે, આ જીંદગાનીમાં જે જે અપૂર્ણતા હશે અથવા તેણે મને જે શીખવ્યું તેથી આડે માર્ગે હું ચાલ્યો હઇશ તેમાં મારી ભુલ છે અને તેની નથી."

વેસ્લી નામના ભાઇઓ સ્વાભાવિક ભક્તિથી પોતાનાં માબાપ સાથે અસાધારણ સંબંધથી જોડાયલા હતા, જોકે બા-

પના કરતાં માથી તેઓના મનપર વધારે અસર થઇ હતી અને તેઓનાં લક્ષણ વૃદ્ધિ પામ્યાં હતાં. તેઓનો બાપ દૃઢ મનનો માણસ હતો, પણ કોઇ કોઇ વાર તેના કુટુંબીઓની સાથે વર્ત્તવામાં સખત અને જુલમગાર થતો હતો; પણ તેઓની મા પોતાની ઘણી પ્રબળ સમજશક્તિ અને સત્યપર અત્યન્ત પ્રીતિની સાથે નમ્ર, સાનુનય, માયાળુ અને સાદા સ્વભાવવાળી હતી. તે પોતાનાં છોકરાંની શિક્ષક અને આનંદી મિત્ર હતી, અને તેઓ તેનો દાખલો જોઇને ધીમે ધીમે ઘડાયાં. ધર્મ સંબંધી બાબતમાં તેણે પોતાના છોકરાંનું મન જે માર્ગમાં દોરવ્યું હતું તેથી કરીનેજ તેઓનું વલણ એવું થયું કે નાનપણમાંજ તેમને મેથોડીસ્ટ (નિયમી) નું નામ મળ્યું. ઇ. સ. ૧૭૦૯ માં જ્યારે તેનો દીકરો, સેમ્યુઅલ વેસ્લી વેસ્ટમિન્સ્ટરમાં વિદ્યાર્થિ હતો, તે વખતનાં તેના એક કાગળમાં તેણે લખ્યું હતું કે "હું તને તારૂં કામ બને ત્યાં સુધી અમુક નિયમ પ્રમાણે કરવાની સલાહ આપું છું, કે જેમ કરવાથી તું દરેક કીમતી ક્ષણનો સારો ઉપયોગ કરતાં શીખશે અને તારી જૂદી જૂદી ફરજો બજાવવામાં તને નહિ કહેવાય એટલી સુગમતા મળશે." આ નિયમ કેવા પ્રકારના જોઇએ તે વિષે વર્ણન કરતાં, "દરેક બાબત-

માં ધોરણુ પ્રમાણે ચાલવાને" પોતાના છોકરાને તેણે ઘણુ સમજાવ્યું. અને જોન અને ચાર્લ્સ બન્ને ભાઇઓએ પછીથી ઓક્સફર્ડમાં જે સભા સ્થાપી તે ઘણે દરજજે તેના ઉપદેશનો પરિણામ હતો એમ ધારવામાં આવે છે.

કવિઓ, વિદ્વાન પુરૂષો અને શિલ્પીઓની બાબતમાં પણ માની વૃત્તિ અને રૂચિથી તેઓના છોકરાઓની બુદ્ધિ દોરવવામાં બેશક ઘણી અસર થાય છે; અને ગ્રે, થોમ્સન, સ્કોટ, સાઉધી, બુલવર, શીલર અને ગેતીના જન્મવૃત્તાંતમાં મુખ્યત્વે કરીને આ વાતના દાખલા મળી આવે છે. ગ્રેનો માયાળુ અને પ્રીતિ ભરેલો સ્વભાવ સંપૂર્ણ રીતે તેની માની પાસેથીજ તેનામાં આવ્યો હતો; અને તેનો બાપ તો કરડા સ્વભાવનો અને અતડો હતો. ખરૂં જોતાં ગ્રેમાં સ્ત્રીના ગુણ હતા; તે શરમાળ, થોડા બોલો અને નિરૂત્સાહી હતો, પણ તેનાં આચાર અને લક્ષણ બીલકુલ અનિંદ્ય હતાં. પોતાના નાલાયક ધણીએ તેને તજી દીધી ત્યાર પછી એ કવિની મા પોતાનાં કુટુંબનું ભરણ પોષણ કરતી, અને તેના મરણ પછી સ્ટોક પોગિસમાં તેની કબરપર ગ્રેએ એક લેખ કોતરાવ્યો અને તેમાં તેને વિષે લખ્યું કે "તે ઘણાં છોકરાંની કાળજી રાખનારી નમ્ર મા હતી, અને તેનાં છોકરાંમાં તેની પછી

એકજ છોકરો કમનસીબે જીવતો રહ્યો છે." એ કવિને પણ તેની ઇચ્છા પ્રમાણે તેની પૂજ્ય કબર પાસે દાટવામાં આવ્યો હતો.

શીલરની પેઠે ગેતી પણ પોતાનાં મન અને લક્ષણના વલણને સારૂ તેની મા જે એક અસાધારણ ગુણવાળી સ્ત્રી હતી, તેનો આભારી હતો. આનંદી અને સરળ સ્વાભાવિક બુદ્ધિની તેનામાં સંપૂર્ણતા હતી, અને તરૂણ અને ચંચળ મનના બાળકોને ઉશ્કેરવાની તથા પોતાના પુષ્કળ અનુભવના ભંડાર વડે તેઓને દુનિયાદારીના શાસ્ત્રનું જ્ઞાન આપવાની કળા તેનામાં પુષ્કળ હતી. તેની સાથે લાંબા વખત સુધી મુલાકાત કીધા પછી એક ઉત્સાહી મુસાફરે કહ્યું કે "ગેતી આવો શી રીતે થયો તે હવે હું સમજ્યો." ગેતી પોતે પણ તેને હેત અને પ્યારથી યાદ કરતો હતો. તેને વિષે તેણે એક વખત લખ્યું છે કે, "જીવવાને લાયક હતી." અને જ્યારે તે ફ્રાન્કફોર્ટ ગયો, ત્યારે પોતાની માનાપર જે જે લોક હેત ભાવ રાખતા હતા તે દરેકને તેણે ખોળી કાઢ્યા, અને તે સઘળાનો તેણે ઉપકાર માન્યો.

એરી શેફરની મા, કે જેની ખુબસૂરત આકૃતિ બિટ્રીશ તથા સેન્ટમોનિકાની છબીઓ તથા તેના બીજા ચિત્રોમાં કાઢવાનું એ ચિતારાને ઘણુંજ ગમતું હતું,

તેણેજ તેને આ હુન્નર શિખવવામાં ઉત્તેજન આપ્યું હતું, અને ઘણાજ આત્મસંયમથી તેનો અભ્યાસ જારી રાખવાને જોઇતાં સાધનો પુરાં પાડ્યાં હતાં. જયારે હોલાન્ડમાં ડોર્ડ્રેખ્‌મમાં તેઓ રહેતાં હતાં, ત્યારે તેણે તેને અભ્યાસ કરવા સારૂ પહેલા લાઇલ અને પછી પારિસ મોકલ્યો; અને તેની ગેરહાજરીમાં તેની માના લખેલા કાગળો લાભકારક માની શિખામણ અને સ્નેહયુક્ત સ્ત્રીની દાઝથી સદા ભરપૂર હતા. એક વેળાએ તેણે લખ્યું છે કે "જો તું મને તારી છબીને ચુંબન કરતાં અને થોડી વાર પછી વળી પાછી હાથમાં લઈને અને આંખમાં આંસુ લાવીને 'મારા વહાલા દીકરા' કહી બોલાવતાં જોય તો તને સમજાશે કે કોઇ કોઇ વાર હુકમ ભરેલી સખ્ત ભાષા વાપરીને થોડી ક્ષણ તારૂં મન દુઃખાવવામાં મને કેટલું લાગતું હશે. ઉદ્યોગથી કામ કરજે, સઘળા કરતાં વધારે વિનયી અને નમ્ર થજે; અને જયારે તને એમ જણાય કે તું બીજા કરતાં ચઢીઆતો થયો છે, ત્યારે તેં જે કીધું હોય, તેને •કુદરતી અથવા તારા પોતાના મનની કલ્પનાની સાથે સરખાવજે અને ત્યારે જે મોટો ભેદ દેખાશે તેથી કરીને તારાપર મગરૂરી અને મોટાઈની અસર થવા પામશે• નહિ."

ઘણાં વર્ષ વિત્યાબાદ જયારે એરી શેફર જાતે દાદો થયો ત્યારે પોતાની માએ આપેલી શિખામણને પ્યારથી

યાદ કરતો, અને પોતાના છોકરાંને કહી સંભળાવતો. અને આ પ્રમાણે સારા દાખલાની જીવનશક્તિ જમાનાના જમાના સુધી ટકે છે અને દુનિયાને સદા તાજી અને જુવાન રાખે છે. ઈ. સ. ૧૮૪૬ માં પોતાની છોકરી માડમ માર્જોલીનને કાગળ લખતી વખત તેની સ્વર્ગવાસી માની શિખામણ તેને યાદ આવી, અને તેણે લખ્યું કે "બેટા તારા મનમાં Must (કરવું જોઈએ) શબ્દ બરાબર ઠસાવજે; તારી દાદી કવચીતજ તે શબ્દ પોતાના મનમાંથી જવા દેતી. ખરી વાત એ છે કે હાથે કીધેલા કામથી અથવા આત્મસંયમ પાળવાથી જે ફળો મળેછે તે શિવાય બીજાં સારાં ફળો બીજી કોઈ પણ વસ્તુથી આપણી આખી જીંદગીમાં મળતાં નથી. ટુંકામાં કહીએ તો સુખ ચેન મેળવવાં હોય તો, હમેશાં ત્યાગ કરવા પડે છે. હવે મારી જુવાની તો ગઈ અને તેથી કહું છું કે જે બાબતોમાં મેં ભોગ આપ્યા, અને મારી મોજ મઝા તજી દીધી તેમાંથી મને જેટલો સંતોષ મળ્યો તેટલો સંતોષ મારી જીંદગીમાં બીજા થોડાજ બનાવોથી મળ્યો હશે. નિષેધ એ ડાહ્યા પુરૂષનું વચન છે. આત્મસંયમનનો ગુણ પાળવાનો દાખલો ઈસુ ખ્રિસ્તે આપણને આપ્યો છે."

ફ્રાન્સ દેશનો ઈતિહાસ લખનાર મિચેલેટના અતિ લોકપ્રિય પુસ્તકની પ્રસ્તાવનનામાં પોતાની મા વિષે નીચે

પ્રમાણે અસરકારક લખાણ કીધેલું છે; અને એ પુસ્તક જ્યારે પ્રસિદ્ધ થયુ ત્યારે તે વિષયપર ઘણી સખત-ચર્ચા ચાલી હતીઃ—

"આ સઘળું લખતી વખતે મારા મનમાં એક સ્ત્રી યાદ આવેલી છે, તેનું દૃઢ અને ગંભીર મન આ તકરાર-માં મને સહાય કર્યાં વિના રેહેત નહિ. તે મને ત્રીશ વર્ષપર છોડી ગઈ છે; ત્યારે હું એક બાળક હતો તેમ છતાં મારી યાદદાસ્તમાં સદા જીવવાથી તે કાળના કાળો વહી ગયા તોપણ મારી પાસેજ છે.

"મારી દરિદ્રાવસ્થામાં તેણે દુઃખ વેઠયું, પણ મારી સંપત્તીમાં તે ભાગ લઈ શકી નહિ. જ્યારે હું નાનો હતો, ત્યારે મેં તેને દિલગીર કીધી, પણ હવે હું તેને દીલાસો આપી શકતો નથી. તેનાં હાડકાં ક્યાં છે તેની પણ મને ખબર નથી; તે વેળાં હું એટલો નિર્ધન હતો કે તેને દાટવાનો સારૂ જમીન વેચાતી લેવાને મારી પાસે પૈસા નહોતા.

"અને તેમ છતાં હું તેનો ઘણો આભારી છું. મને ઘણું જ લાગે છે કે હું સ્ત્રીનો પુત્ર છું. મારા વિચારો અને શબ્દોમાં (આકાર અને ઇંગિત વિષે તો કહેતો નથી) દરેક ક્ષણે મારી મા પ્રત્યક્ષ થાય છે. ગયા જમાનાને સારૂ

મને જે દાઝ આવે છે, અને જેઓ મરી ગયેલા છે તે મને યાદ આવે છે, તે મારી માના લોહીને લીધેજ.

" જે અસંખ્ય ચીજોને સારૂ તેનો આભારી થયો છુ, તેનો જાતેજ ઘડપણમાં આવતો એવો હું શો બદલો વાળી શકું ! સ્ત્રીઓ તથા માબાપનાં લાભમાં આ મારૂં બોલવું, એ એક રીતનો બદલો છે; એને સારૂ મને તે શાબાશી આપ્યા વગર રેહેત નહિ."

પણ મા, જેમ પોતાના છોકરાના કવિતા તથા કળા તરફ વળેલા મનપર ઘણી સારી અસર કરી શકે, તેમ નઠારી પણ કરી શકે. આ પ્રમાણે લાર્ડ બાઈરનનાં લક્ષણ જુવો; તેની મનોવૃત્તિની હઠીલાઈ, અંકુશનો અનાદર, તેના ધિક્કારનું તિવ્રપણું, અને તેના તામસનું સાહસ;—આ સઘળાનું મૂળ કારણ ઘણે દરજ્જે તેની અવિચારી, ઉદ્ધત, અને હઠીલી માએ જન્મથીજ તેના મનપર કીધેલી પ્રતિકુળ અસર હતી; તે પોતાના છોકરાના કદરૂપા શરીરને માટે તેને મ્હેણાં પણ મારતી હતી; અને ઘણી વાર એમ બનતું કે તેમની વચ્ચે ભારે લડાલડી ચાલતી; ત્યાંથી તે જ્યારે નાશી જતો ત્યારે દેવતા ઉશ્કેવાનો તવેથો કે ચીપીયો લઈ તેની તરફ તે ફેંકતી. આ અસ્વાભાવિક વર્ત્તણુકને લીધેજ બાઈરનના ઘડપણમાં તેના મને નુકસાનકારક વલણ પક-

ડયું, અને ચિંતાથી ગળાઇ ગયલો, દુઃખી, મહાન અને વળી નિર્બળ હોવા છતાં, બચપણમાં તેનીમાનું જે ઝેરી દુધ તેણે પીધું હતું, તેની અસર તેનામાં હંમેશ રહી તેથીજ કરી. ચાઈલ્ડ હેરોલ્ડમાં તે લખે છે કેઃ—

ગઝલ ( સોરઠ )

ધીરે રે તરંગ—પ્રવાહ ! કયાં હજું તું ધસે પુર જોરમાં !
બહુકાલ હું તુંમા રડવડયો,
તળે ઉપરે અંધારે ભમ્યો,
છેલ તે મહા વમળ ધર્યો,
ચઢયો જ્ઞાનતર્કના તોરમાં,—ધીરે.
એમ મૂળથી તુંજ હાથ થઇ,
કરે તર્કની રસી ના રહી
ધુળ આ સંસારે મળી ગઈ,
માન્યું ઝેર અમૃતદોરમાં,—ધીરે

આ પ્રમાણે પણ જૂદી તરેહથી, નાટક કરનારની મા મીસીસ ફુટનાં લક્ષણ અચંબો પમાડે એવી રીતે તેના આનંદી અને મોજીલા મનના પુત્રની જીંદગીમાં પાછાં દેખાયાં,—અગર જો તેને મોટી દોલતનો વારસો મળયો હતો, તોપણ તેણે તે સઘળી દોલત થોડા વખતમાં ખરચી નાંખી, અને આખરે કરજને સારૂ તે કેદમાં પડી. આ અવસ્થામાં પોતાનો છોકરો સામ, જે પોતાની આવકમાંથી વરસ દહાડે સો પાઉંડ તેને આપતો હતો, તેને તેણે લખ્યું; " માહરા

વહાલા સામ, હું ફરજને સારૂં કેદમાં પડી છું; તું આવ અને તારી વાહલી મા ઇ. ફુટને મદદ કર." આના જવાબમાં તેના છોકરાએ પોતાની હમેશની રીત પ્રમાણે લખ્યું કે "વાહાલી મા, હું પણ તાહરા જેવોજ છું; અને તેથી કરીને તાહરો પ્યારો છોકરો, સામ ફુટ પોતાની વાહાલી મા પ્રત્યે તેની ફરજ બજાવી શકતો નથી."

પોતાના છોકરાના મનમાં ખોટા વિચારો ઘાલીને, મૂર્ખ મા કેટલીકવાર ગુણી છોકરાને પણ બગાડે છે. આ રીતે લામાર્ટિનની માએ, રૂસો અને બર્નાર્ડિનડી સેન્ટ પીઅરના મત પ્રમત પ્રમાણે કેળવણી આપીને પોતાના છોકરાના મનમાં બિલકુલ ભૂલભરેલા વિચારો ઠસાવ્યા, અને તેથી તેનું હૈયું જે અસલથીજ ઘણું સુકુમાર હતું તે દબાવાને બદલે વધતું કોમળ થઈ ગયું; અને તે આંસુ, ઢોંગ, અને અવિચારપણાનો જીંદગીપર્યન્ત ભોગ થઈ પડ્યો. "જુવાન માણસોને સારૂ નમુના તરીકે ઉભા કીધેલા યૌવનના પુતળાતરીકે" 'કોનફીડન્સીસ' નામના તેના પુસ્તકમાં પોતાને વિષે લામાર્ટિને જે લખ્યું છે તે છેક હશી કાહાડવા જેવું લાગે છે. જેમ તેની માના હદપાર લાડથી તે બગડી ગયો હતો તેમજ તેનો ખેદકારક અને દુઃખદાયક અંત આવ્યો ત્યાંસુધી તેના દેશનો પણ

લાડકો અને તેથી બગડેલો પુત્ર હતો. સેન્ટ બોવી તેને વિષે લખે છે કે "તેને હમેશાં ઉમદા ભેટો મળતી હતી, તેની વ્યવસ્થા કરવાની તેનામાં શક્તિ નહતી; અને તે શબ્દની બક્ષિસ શિવાય સઘળી ઉડાવી દેતો તથા ગુમાવી દેતો; શબ્દની બક્ષીસ તેનામાં અખુટ હતી અને માયાની વાંસળીની પેઠે તેને વાપરતો."

આપણે વોશિંગ્ટનની મા વિષે કહ્યું છે કે તે કામકાજમાં ઘણી હોંશીઆર હતી; અને કામકાજ કરવાની શક્તિનો ગુણ ધરાવવો એ ખરા સ્ત્રીપણાને અનુકુળ છે એટલુંજ નહિ પણ દરેક સારી રીતે ચલાવાતા કુટુંબનાં સુખ અને હિતને સારૂં કેટલેક દરજ્જે અવશ્યનું છે. કામકાજ કરવાની ટેવને માત્ર વેપારની સાથેજ સંબંધ નથી, પણ તે લોક વ્યવહારની દરેક બાબતોમાં પણ કામ આવે છે; જે બાબતોમાં ગોઠવણ કરવાની હોય છે, જેમાં વ્યવસ્થા કરવાની હોય છે, જેમા કંઈ બંદોબસ્ત કરવાનો હોય છે, અને જેમાં કંઈ કરવાનું હોય છે તેવી બાબતમાં પણ કામ આવે છે, અને આ સઘળી બાબતોમાં કુટુંબની તથા ઘરની વ્યવસ્થા કરવી એ દુકાન અથવા પેઢીની વ્યવસ્થા કરવા જેટલુંજ કામ છે. એમાં રીત, ચોકસાઈ, વ્યવસ્થા, ઉદ્યોગ, કરકસર, નીતિ, હોંશીઆરી, જ્ઞાન,

અને સાધનોને અમુક પરિણામને સારૂ લાયક કરવાની શક્તિ,—આટલા ગુણો જોઈએ છે. આ સઘળું ધંધાનું તત્વ છે; અને આજ કારણનેલીધે જે સ્ત્રીને ઘરસંબંધી કામકાજમાં ફતેહમંદ થવું હોય, એટલે કે જેને પોતાનું ઘર સુખી કરવુ હોય તેને ધંધા સંબંધી ટેવ પાડવાની જરૂર, ધંધો વેપાર અથવા કારખાનાના કામોમાં રોકાયલા મરદોના જેટલીજ છે.

એમ છતાં અત્યાર લગી એવો વિચાર પસરેલો છે કે, સ્ત્રીઓને આવી બાબતોમાં કંઈ લેવા દેવા નથી અને ધંધા સંબંધી ટેવ અને ગુણોને ફક્ત પુરૂષ સાથેજ સંબંધ છે દૃષ્ટાંત તરીકે આંકડાનું જ્ઞાન લો. મી. બ્રાઇટે છોકરાઓ વિષે કહેલું છે—"એક છોકરાને અંકગણિત બરાબર શિખવો એટલે તે માણસ થશે." અને એનું કારણ શું? કારણ કે રીત, ચોકસાઈ, કિમત, પ્રમાણ, અને સંબંધ એટલે શું તે શીખેછે. પણ કેટલી છોકરીઓને અંકગણિત સારી રીતે શીખવવામાં આવેછે? ખરેખર ઘણીજ થોડીને. અને તેનું પરિણામ શું થાયછે? જ્યારે તે છોકરી ધણીઆણી થાયછે, ત્યારે જો તે આંકડા વિષે કંઈ જાણતી ન હોય, અને સરવાલા અને ગુણાકારનું તેને જ્ઞાન ન હોય, તો આવક જાવકનો તે હિસાબ રાખી શકશે નહી, અને તેથી

એક પછી એક ભૂલો થવાનો સંભવ રહેછે અને તેમાંથી ઘર કંકાસો ઉત્પન્ન થાય; સ્ત્રી પોતાના કામકાજમાં એટલે અંકગણિતના સાદા નિયમો પ્રમાણે પોતાના ઘર સંબંધી કામોની વ્યવસ્થા કરવાને લાયક ન હોવાથી, તેની પૂર્ણ અજ્ઞાનતાને લીધે ઉડાઉપણે ચાલશે; અને તેથી તેના કુટું-બની સુખશાંતિમાં મોટી હાની પહોંચશે.

રીત જે ધંધાનું તત્વ છે, તે ઘરમાં પણ ઘણીજ અગત્યની છે. રીતથી કરીનેજ કોઈ પણ કામનો છેડો લાવી શકાય. ગોટાળો તેની આગળ ટકતો નથી અને ગુંચવણનું નામ રહેતું નથી. ધંધા સંબંધી વખાણવા જોગ બીજો ગુણ જે વખતસર કામ કરવાની ટેવ, તેની જરૂર રીતના સંબંધમા પડે છે. જે સ્ત્રી પોતાનું કામ વખતસર કરતી નથી, તે વખતસર કામ નહિ કરનાર પુરૂષની પેઠે અણગમતી થઈ પડે છે, કારણ કે તે વખત ખોય છે અને નકામો ગુમાવે છે, અને સામા માણસના મનમાં એવો વિચાર પેદા કરે છે કે આપણે એટલા મોટા નથી કે તે આપણે સારૂ વધારે ઉલટ બતાવે. ધંધાર્થિ પુરૂષને વખત એ પૈસો છે; પણ ધંધાર્થિ સ્ત્રીને રીત એથી પણ વધારે જરૂરની છે; તે શાંતિ, સુખ, અને ઘરની સમૃદ્ધિ છે.

વિવેક એ પુરૂષમાં તેમજ સ્ત્રીમાં અગત્યનો ધંધા સંબંધી બીજો ગુણ છે. વિવેક એ અનુભવી ડાહાપણ છે, ને તે કેળવાયલી વિચાર શક્તિમાંથી નીકળે છે; તે સઘળી બાબતોની લાયકી અને યોગ્યતા તરફ નજર કરે છે; કઇ ચીજ કરવી જોઇએ અને તે કરવાની કઇ રીત સારી છે, તેનો વિચાર કરે છે; કોઈ પણ કામ કરવાના સાધન, અનુક્રમ, વખત, તથા રીતની ગણના કરે છે. વિવેક અનુભવથી શિખે છે અને જ્ઞાનથી ત્વરિત થાય છે.

આ અને બીજા કારણોને લીધે દુનિયાદારીના દરરોજના વ્યવહાર અને કામમાં જબરી મદદગાર થાય તેટલા સારૂ, સઘળી સ્ત્રીઓને ધંધા સંબંધી ટેવ પાડવાની અગત્ય છે. વળી ઘરની સત્તા યોગ્ય રીતે ચલાવવાને માટે, બાળકના ઉછેરનાર, સુધારનાર, અને કેળવણી આપનાર તરીકે સ્ત્રીને, મનની કેળવણીથી જે જે સહાય અને શક્તિ મળી શકે તે સઘળાની જરૂર છે.

માત્ર પ્રેરણાબુદ્ધિથી થયેલો પ્યાર બસ નથી. પ્રેરણાબુદ્ધિ જેને લીધે નિચ વર્ગના પ્રાણીઓનું રક્ષણ થાયછે, તેમાં કેળવણીની જરૂર નથી; પણ જે મનુષ્યની બુદ્ધિનું કુટુંબમાં હમેશાં કામ પડેછે, તેને કેળવવી પડેછે. ઉછરતી પ્રજાનું શારીરિક આરોગ્ય ઈશ્વરે સ્ત્રીને સોપેલું છે,

અને શરિરના આરોગ્યમાંજ નીતિ તથા મનની આરોગ્યતા રહેલી છે. સ્વાભાવિક નિયમો, સ્રીઓએ તે પ્રમાણે ચાલતાં પહેલાં, અવશ્ય કરીને સમજવા જોઇયે. તે પ્રમાણે ચાલવાથી તન મન અને નીતિ સંબંધી આરોગ્યાતાથી થતા સુખો ઘરમાં મેળવી શકાય. આવા નિયમોના જ્ઞાન વિના માના પ્યારના બદલામાં ઘણીવાર તેના બાળકનું મૃત્યુ થઇ પડેછે.

એ સત્ય છે કે પુરૂષને જે બુદ્ધિ બક્ષેલી છે, તે ઉપયોગ કરવા સારૂ તથા કામમાં લાવવાને માટે આપેલી છે, અને વાપર્યા વગર કટાઇ જવાને નથી આપી. આવી બક્ષિસો મતલબ વગર કદી આપવામાં આવતી નથી. જગકર્તા બક્ષિસો આપવામાં ઉદાર થાય ખરો, પણ કદી ઉડાઉ થતો નથી.

સ્રી, વિચારશૂન્ય દાસી અથવા પુરૂષના ફુરસદના વખતનો માત્ર સુંદર શણગાર હોય, એવો હેતુ જણાતો નથી. તેને પોતાને સારૂ તેમજ બીજાને સારૂ પેદા કીધેલી છે અને તેની જીંદગીમાં જે જે મોટા તથા જોખમદાર કામો તેને કરવાં પડેછે, તેમાં કેળવાયલા મગજની તેમજ દયાળુ અંતઃકરણની જરૂર છે. ક્ષણભંગુર કળાઓ જેની પછવાડે આટલો બધો ઉપયોગી કાળ હાલમાં ગુમાવવામાં

આવેછે તેમાં હોશિયારી મેળવ્યાથી જે શ્રેષ્ટ કામોને સારૂ તેને પેદા કીધેલી છે, તે સધાતાં નથી, કારણ કે અગરજો કળાઓ જે જુવાની અને ખુબસુરતી જે જાતેજ જોઇયે તેટલાં મોહક છે તેની મોહિનીમાં કદાપિને વધારો કરે, પણ ખરેખરાં દુનિયાદારીના કામોમાં તેઓ થોડીજ ઉપયોગી જણાશે.

પ્રાચિનકાળના રોમન લોકો કુલિન સ્ત્રીના ઉંચામાં ઉંચાં એ વખાણ કરતા કે "તે ઘરમાં બેસતી અને કાંતતી." હમણાના વખતમાં પણ એમ કહેવાયછે કે આધરણ ઉન્હું કરી શકે એટલું રસાયણશાસ્ત્રનું જ્ઞાન તથા પોતાના ઘરમાનાં જુદા જુદા ઓરડાઓ ઓળખી શકે તેટલું ભુગોળવિદ્યાનું જ્ઞાન સ્ત્રીને માટે બસ છે; પણ બાઇરન, જેની સ્ત્રીવર્ગની માટેની દાઝ ઘણી અપૂર્ણ હતી, તે કહેતો કે સ્ત્રીના પુસ્તકાલયમાં બાઇબલ તથા પાકશાસ્ત્ર એ બેજ પુસ્તકો જોઈએ. પણ એક તરફ સ્ત્રીના લક્ષણ અને કેળવણી વિષેનો આ મત જેટલો મૂર્ખાઇ ભરેલો, સંકોચિત, અને ન સમજાય એવો છે, તેટલોજ બીજી તરફ એથી વિરૂદ્ધ મત જેનો હાલ એટલો બધો પ્રચાર થયેલો છે, તે અમર્યાદ તથા અસ્વાભાવિક છે—તે એ છે કે સ્ત્રીને એવી રીતે કેળવણી આપવી જોઇએ કે બને

ત્યાંલગી તે મરદની બરાબર થાય; તે જાતિશિવાય દરેક બાબતમાં મરદથી જુદી નહિ પારખી શકાય એવી થાય; હક અને મતની બાબતમાં તે મરદના સરખીજ થાય; અને જે વિષયો જીંદગીને પદવી, સત્તા અને પૈસો મેળવવાને સારૂ પ્રચંડ અને સ્વાર્થી સંગ્રામરૂપ બનાવે છે તે સઘળા વિષયોમાં તેની હરીફ થાય.

સાધારણ રીતે કહીએ તો, જે કેળવણી અને અભ્યાસ બચપણમાં એક જાતીને સૌથી વધારે અનુકુળ છે, તેજ બીજી જાતીને પણ સૌથી વધારે અનુકુળ છે; અને જે શિક્ષણ અને કેળવણીથી પુરૂષના મન ભરવામાં આવે છે તેજ સ્ત્રી વર્ગને સારૂ તેટલેજ દરજ્જે લાભકારી થઈ પડશે. ખરેખર, પુરૂષને ઉંચા પ્રકારની કેળવણી આપવાની તરફેણમાં જે દલિલો બતાવવામાં આવે છે, તે સ્ત્રીને ઉંચા પ્રકારની કેળવણી આપવાના સંબંધમાં તેટલીજ મજબુત છે. ઘરના સઘળા કામકાજમાં બુદ્ધિ સ્ત્રીના ઉપયોગીપણા તથા કામ કરવાની શક્તિમાં વધારો કરશે. આથી તેનામાં વિચાર અને અગમબુદ્ધિ આવશે, ભાવી બનાવો અગાડીથી જાણવા તથા તેને સારૂ ઉપાય યોજવાને તે એથી શક્તિમાન થશે, ઘર સંબંધી વ્યવસ્થાની સુધરેલી રીતો તેને એથી સુઝશે,

અને દરેક પ્રકારે તેને શક્તિ મળશે. ઠગાઈ તથા દગલબાજી સામે નિરપરાધી સાદી અજ્ઞાનતાના કરતાં કેળવાયલી મનશક્તિ વધારે જબરૂં અને વધારે સલામતી ભરેલું રક્ષણ થઈ પડશે; નીતિ તથા ધર્મ સંબંધી કેળવણીથી શારીરિક આકર્ષણના કરતાં વધારે જબરી અને વધારે ટકાઉ અસર કરવાનાં સાધનો તેને મળશે; અને આત્મનિષ્ટા અને આત્માધારથી ઘર સંબંધી સુખ તથા મેહેનતનાં ખરામાં ખરાં મૂળ તેને જડશે.

પણ સ્ત્રીનાં મન તથા લક્ષણને તેઓના પોતાના સુખને અર્થે કેળવવાં જોઇએ, એટલુંજ નહિ પણ બીજાના સુખને સારૂ તેમને ઉંચા પ્રકારની કેળવણી કંઇ ઓછી આપવાની નથી. જો સ્ત્રી ઉલટી તરેહની હોય તો પુરૂષ જાતે પણ મન તથા નીતિમાં સંપૂર્ણ થશે નહિ; અને આપણે ધારિએ છીએ તેમ જો દરેક પ્રજાની નીતિ સંબંધી સ્થિતિ મુખ્યત્વે કરીને ઘરની કેળવણીપર આધાર રાખતી હોય, ત્યારે તો સ્ત્રી કેળવણીને પ્રજાહિતવર્ધક વિષય ગણવો જોઈએ. પુરૂષનાં નીતિ સંબંધી લક્ષણોજ નહિ, પણ તેના મનની દૃઢતાનો પણ સૌથી સારો રક્ષક અને આધાર સ્ત્રીની શુદ્ધ નીતિ તથા મનની કેળવણી છે; પણ એ બન્નેની શકિતઓ જેમ જેમ વધારે પ્રફુલ્લિત

થાય, તેમ તેમ જનમંડળ વધારે સંપીલું અને વ્યવસ્થિત થશે—તેની ઉન્નતિ તથા વૃદ્ધિ વધારે સલામતી ભરેલી અને નિશ્ચિંત થશે.

આશરે પચાસ વર્ષ અગાઉ જ્યારે પહેલો નેપોલિયન કહેતો કે "ફ્રાન્સમાં મોટી જરૂર માતાઓની છે." ત્યારે બીજા શબ્દોમાં કહીએ તો તેનો ભાવાર્થ એ હતો કે, ભલી, સદ્‌ગુણી અને બુદ્ધિવાન સ્ત્રીના હાથ નીચે ઘરમાં મળતી કેળવણીની ફ્રેંચ લોકોને જરૂર છે. ખરેખર પહેલો ફ્રેંન્ચ રેવોલ્યુશન (ફ્રાન્સની રાજ્યની ઉથલપાથલ) સ્ત્રીની પાવક અસરને નહિ ગણકારવાથી થતી સામાન્ય ખરાબીનો આબેહુબ ચિતાર આપેછે. જ્યારે તે મહાભારત ઉત્પાત થયો ત્યારે ત્યાંના જનમંડળમાં દુર્ગુણ અને દુરાચરણ ઠેઠ પેસી ગયાં હતાં; નીતિ, ધર્મ, અને સદ્‌ગુણ, વિષયમાં ડુબી ગયાં હતાં; સ્ત્રીનાં આચરણ ભ્રષ્ટ થઈ ગયાં હતાં; પતિવ્રતાપણાનો અનાદર થયો હતો; માતૃત્વ નિંદાપાત્ર ગણાતું હતું; કુટુંબ અને ઘર બંને એક સરખાં બગડેલાં હતાં; પવિત્ર ગૃહધર્મથી જનમંડળ તે વખત બંધાયલું નહોતું; ફ્રાન્સ માવિનાનું હતું છોકરાં નિરંકુશ થયાં હતાં; અને સ્ત્રીવર્ગની બુમો તથા પ્રચંડ પ્રવાહની મધ્યમાંથી ઉત્પાત (રેવોલ્યુશન) નીકળી આવ્યો.

પણ આ ભયંકર શિખામણ ગણકારવામાં આવી નહિ અને બંદોબસ્ત, તાબેદારી, આત્મસંયમન, અને સ્વમાન જે ગુણો માત્ર ઘરમાંજ ખરી રીતે શિખી શકાય છે તેના અભાવને લીધે ફ્રાન્સે ફરી ફરીને દુઃખદાયક રીતે ખમ્યું છે. એવું કહેવાય છે કે ત્રીજો નેપોલિયન બોલતો કે ફ્રાન્સની ત્યારની જે નબળાઈને લીધે તેના જીતનારાના પગ આગળ તે નીરાધાર અને લોહીમાં રેલછેલ થયેલું પડયું હતું તે નબળાઈનું કારણ લોકની હલકાઈ અને અનિયમિતપણું તેમજ તેઓનો મોજ શોખ પરનો પ્યાર હતો; પણ એમ પણ કહેવું જોઈએ કે તેણે જાતે પણ આમ બોલવા છતાં મોજ શોખને ઉત્તેજન આપવા સારૂ કંઈ થોડું કીધું નથી. આ ઉપરથી જણાશે કે ફ્રાન્સને સારા અને મોટા થવું હોય તો જે શિક્ષણ તેને અદ્યાપિ ગ્રહણ કરવાની જરૂર છે તે, પહેલા નેપોલિયને કહેલી સારી માથી અપાતી ઘરની કેળવણી છે.

સ્રીથી થતી અસર સઘળે સરખીજ છે. સઘળા દેશના લોકોની નીતિ, રીતભાત, અને લક્ષણપર તેનીસ્થિતિ અસરા કરે છે. જયાં તે અધમ સ્થિતિમાં હોય છે, ત્યાં જનમંડળ પણ અધમ સ્થિતિમાં હોય છે; જે દેશમાં તે શુદ્ધ નીતિવાળી તથા કેળવાયલી હોયછે, તે દેશમાં જન મંડળ પણ તે પ્રમાણમાં શ્રેષ્ટ સ્થિતિમાં હોય છે.

આ કારણને લીધે સ્ત્રીને કેળવણી આપવી તે પુરૂષને આપ્યા બરોબર છે; તેનાં લક્ષણ ઉંચા પ્રકારનાં કરવા એ તેના પોતાનાંજ સારા કરવા સરખું છે. તેને વિચારની વધારે છુટ આપવી એ આખી મંડળીની સ્વતંત્રતા વધારવા અને દૃઢ કરવા બરાબર છે. કેમકે પ્રજા એ ઘરની ઊત્પત્તિ છે અને લોકો માતાની ઉત્પત્તિ છે.

સ્ત્રી વર્ગનાં જ્ઞાન તથા સંસ્કારથી પ્રજાનાં લક્ષણ ઉંચા પ્રકારનાં થશે એ તો નક્કી છે, પણ ધંધા વેપાર અને રાજનીતિના કઠણ કામમાં પુરૂષની સાથે સ્પર્ધા કરવાથી કંઈ લાભ થશે એ અતિશય શંકા ભરેલી વાત છે. દુનિયામાં જેમ પુરૂષ સ્ત્રીનું કામ કરી શકતો નથી તેમ સ્ત્રી પણ પુરૂષનું કામ કરી શકતી નથી; અને જ્યાં સ્ત્રી પોતાના ઘરકુટુંબમાંથી નીકળીને બીજા કામમાં પડીછે ત્યાં તેનુ પરિણામ જનમંડળને ઘણું હાનીકારક નીવડ્યું છે. ખરેખર, કોયલાની ખાણો, કારખાનાં, ખીલાની દુકાન અને ઇંટવાડામાં પુરૂષો સાથે મજુરી કરતાં સ્ત્રીને અટકાવવાને સારૂ કેટલાક ઉત્તમ લોકહિતવાદિઓ થોડાં વર્ષ થયાં યત્ન કરવામાં મચ્યા રહ્યાછે.

ધણી ઘેર આળસુ પડી રહે અને મા તથા છોકરી કારખાનામાં કામ કરે એવા દાખલા ઉત્તર યુરોપમાં અ-

ઘાપિ અસાધારણ નથી; એનું પરિણામ એ થાયછે કે ઘણાની બાબતમાં કુટુંબની વ્યવસ્થા, ઘરની નીતિ, અને ઘર વ્યવહાર તદ્દન વિપરીત થઈ ગયેલા છે; અને જેવી સ્થિતિ કેટલીક સ્ત્રીઓ આપણામાં દાખલ કરવાને આતુર છે તેવી સ્થિતિ ઘણાં વર્ષ થયાં પારીસમાં આવી છે. ત્યાંની સ્ત્રીઓ મુખ્યત્વે કરીને ધંધા રોજગારમાં ગુંથાયછે; દુકાને બેસેછે અથવા પેઢી ચલાવેછે. અને પુરૂષો મોજ રંગમાં ફરેછે. પણ ઘરના સુખનો અભાવ, અધમતા અને કુટુંબ તથા જનમંડળની પડતી એજ માત્ર તેનાં પરિણામ થયાં છે.

સ્ત્રી વર્ગની ઉન્નતિ અને સુધારો તેઓને રાજકીય સત્તા આપવાથી થશે એમ માનવાને કંઇ કારણ નથી. એમ છતાં હાલમાં 'મતો' ની શક્તિ માનનારા ઘણા છે, અને તેઓ 'મત આપવાની છુટ' થી કંઇ અપાર લાભ થશે એમ ધારેછે. આ વિષયપર વિવેચન કરવાની અહીયાં જરૂર નથી પણ એટલું કહેવું બસ થશે કે સ્ત્રીઓને રાજ્યકાર્યમાં જે સત્તા મળી નથી તેના બદલામાં તેમને ઘરવ્યહવારની જોઇયે તેટલી સત્તા છે; એ સત્તાથી તેઓ સ્ત્રી-પુરૂષોને દુનિયામાં પોતાનાં સઘળાં કૃત્યો કરવાને તેઓ લાયક થાય તેને સારૂ ઘરમાં કેળવણી આપે છે. જડમૂળથી

સુધારો કરવાના મતવાળો બેન્થામ લખેછે કે પુરૂષની મરજી હોય તોપણ તે સ્ત્રીના હાથમાંથી સત્તા લઈ શકતો નથી, કારણ કે તે આપઅખત્યારી રાજ્યકર્તાની સમસ્ત સત્તાથી દુનિયાપર હુકુમત ચલાવે છે; જો કે જે સત્તાથી તે અમલ ચલાવે છે તે પ્રેમ છે. અને આખી મનુષ્ય જાતનાં લક્ષણ બાંધવાં એ ખરેખર પાર્લમેન્ટના સભાસદને સારૂ મત આપનાર તરીકે અથવા કાયદા બાંધનાર તરીકે પણ જે સત્તા ભોગવવાની સ્ત્રી કદી પણ આશા રાખી શકે તેના કરતાં ઘણી ભારે સત્તા છે.

એમ છતાં સ્ત્રીના કામના એક ખાસ વિષયપર સઘળા ખરા સ્ત્રીસુધારકોનું અંતઃકરણથી ધ્યાન ખેંચવાની જરૂર છે; જો કે અદ્યાપિ કોણ જાણે કેમ તેના પર લક્ષ આપવામાં આવ્યુ નથી; તે એ છે કે માણસનો ખોરાક વધારે કરકસરથી અને સારી રીતે તૈયાર કરવો જોઇએ; પાકશાસ્ત્ર સંબંધી ઘણા સાધારણ જ્ઞાનના અભાવને લીધે તેમાં હાલ થતો બિગાડ છેક લાજ લગાડનાર છે. જ્યાં અગાઊ ફક્ત એકજ છોડ ઊગતો હોય ત્યાં જે પુરૂષ અનાજના બે છોડ ઊત્પન્ન કરે તેને જો તેની જાતનો હિતકર્તા ગણો. છો તો માણસની કળા અને મેહેનતથી પેદા કીધેલા ખોરાકની ચીજોને કરકસર કરીને સારામાં સારી રીતે જે સ્ત્રી વાપરે તેને

લોકની હિતકર્તા ઓછે દરજ્જે ગણી શકાય નહિ. આપણી ફકત હાલની ઉત્પત્તિનોજ વધારે સારો ઉપયોગ થાય તો તે આપણા દેશની ખેડી શકાય એવી જમીનમાં તાત્કાલિક વધારો કરવા બરાબર છે; તે ઉપરાંત આરોગ્યતા, ઘર વ્યહવાર તથા સુખ સંબંધી જે ફાયદો થશે તે તો જૂદોજ. આપણા સ્ત્રી સુધારકો આ દિશામાં માત્ર અસરકારક રીતે પોતાની શક્તિ વાપરે તો તેઓનો આભાર સઘળાં કુટુંબો માનશે અને તેઓ મોટામાં મોટા અનુભવી લોકોપકારી માણસોમાં ગણાશે.



# પ્રકરણ ૩.



સ્વાભાવિક ઘર કેળવણી જીંદગીમાં ઘણો લાંબો વિસ્તાર પામેછે. ખરેખર એ સ્વભાવિક કેળવણીની અસર બીલકુલ બંધ થતીજ નથી, પણ જેમ જેમ વરસ ગુજરતાં જાયછે, તેમ તેમ એવો વખત આવેછે કે, વર્ત્તણુકની બાંધણી ઉપર ઘરકેળવણી એકલી અસર કરતી બંધ થાયછે. પછી નિશાળની અને સોબતીની અને મિત્રની સંગતની વધારે કૃત્રિમ કેળવણી શરૂ થાયછે. ને પછી દાખલારૂપી જોરાવર અસરથી વર્ત્તણુક બંધાવાનું જારી રહેછે.

ઘરડાં માણસ તેમજ જુવાન માણસ—પણ ઘરડાં કરતાં જુવાન માણસ વધારે—જેઓની સાથે તેઓ સમાગમમાં આવેછે, તેઓની નકલ કર્યા વિના રહેતા નથી. જોર્જ હરબર્ટની માની તેનાં છોકરાંને દોરવવાને ધારી કાઠેલી આ કહેવત હતી કે, આપણું શરીર જે ખોરાક આપણે ખાઈએ છીએ, તે ખોરાકને લાયક પોષણ લેછે, તેજ પ્રમાણે આપણો આત્મા સારી અથવા નઠારી સંગતના દાખલા

અથવા વાતચીત ઉપરથી સદ્ગુણ અથવા દુર્ગુણ નહિ દેખાય એવી રીતે લેછે.

ખરેખર એ તો અશક્ય છે કે આપણી આસપાસ જેઓ હોય છે તેઓની સંગત વર્ત્તણુકની પદ્ધતિમાં ભારે અસર કરતી નથી, કેમકે માણસો કુદરતથીજ નકલ કરનારાછે. અને સઘળા માણસો ઉપર તેઓના મિત્રોની બોલી, રીત-ભાત, ચાલવાની લઢણ, ચાળા અને ટેવથી થોડી અથવા વધારે અસર થાયછે. બર્કે કહ્યું કે, શું દાખલાથી કંઈ અસર થતી નથી? દાખલાથી સર્વ પ્રકારની અસર થાયછે. દાખલો એ મનુષ્ય જાતની નિશાળ છે, અને તેઓ બીજી કોઈ રીતે શીખશે નહીં. બર્કનું શ્રેષ્ઠ વચન જે તેણે માર્કવીસ ઑફ રૉકિંગહામની પાટી ઉપર લખ્યું હતું, તે ફરી ફરીને કહેવ-લાયક છે, તે એ હતું કે, યાદ રાખવું, મળતા આવવું, આગ્રહથી પાછળ મંડવું.

નકલનો ઘણો ભાગ એવોતો અચેત છેકે, તેની ઘણી અસર બેમાલમ હોય છે, પણ એ કારણને લીધે તેનું ચલણ કંઈ ઓછું હમેશનું થતું નથી. એતો ફકત જ્યારે અસર કારક કુદરત અસર થએલી કુદરતના સંયોગમાં આવેછે ત્યારેજ વર્ત્તણુકમાં ફેરફાર થતો નજર પડેછે. એમ છતાં પણ નબળામાં નબળી કુદરત જેઓ તેની આસપાસ હોયછે,

તેના ઊપર ચલણ ચલાવે છે, તે હમેશાં લાગણી વિચાર અને ટેવની પાસે જાયછે; અને દાખલાની ગતિ જારીને જારીજ રહેછે.

એમર્સને એવું અવલોકન કર્યું છે કે, ઘરડું જોડું અથવા જે માણસો ઘણાં વરસ સુધી ઘરકબીલામાં રહ્યાં હોય, તે પણ ધીમેધીમે એક બીજાંનાં જેવાં થાયછે; તેથી કરીને જો તેઓ લાંબા વખત સુધી રહે તો તે જૂદાછે એમ આપણે જાણવાને ભાગ્યેજ શક્તિમાન થઈએ. જો આ વાત ઘરડાંઓને સારૂ ખરી હોય, તો જૂવાનોને સારૂ કેટલી બધી ખરી હોય, કે જેઓના આકાર લેવાની કુદરત ઘણી નમ્ર અને અસરકારક હોયછે, અને જેઓ તેઓની આસપાસ હોય છે તેની જીંદગી અને વાતની છાપ લેવાને તૈયાર હોયછે.

સર ચાર્લ્સ બેલે એવું અવલોકન કીધું છે કે, તેના એક કાગળમાં કેળવણી વિષે ઘણુંજ કહેલું છે પણ મને એમ દેખાય છે કે, તેમાં દાખલો અપાએલો નથી. કે જે અત્યંત અગત્યનો છે. મારી શ્રેષ્ટ કેળવણી જે મારા ભાઈઓએ મારા મનમાં ઠસાવેલી, તે દાખલાથીજ હતી. કુટુંબમાં બધાં માણસોમાં પોત પોતાની ઊપર ભરોસો અને ખરેખરી સ્વતંત્રતા રાખતાં હતાં. અને નકલથી તે મને મળીછે,

એતો સ્વભાવિકછે કે જે બાબત વર્તણુક બંધાવવાને કામ લાગેછે તે બાબત જુવાનીના વખતમાં તેની મુખ્ય અસર કરેછે.

જેમ જેમ વર્શ જતાં જાયછે, તેમ તેમ દાખલાનો અને નકલનો રીવાજ બંધાતો જાયછે, અને ધીમે ધીમે તેની ટેવ બંધાયછે, કે જે એવી તો શક્તિમાન હોય છેકે, ઘણું ખરૂં આપણે જાણીએ તે પહેલાં આપણી જાતની સ્વતંત્રતા ઘણે દરજજે આપણે તેને સ્વાધીન કરીએ છીએ.

પ્લેટોને વિષે એવું કહેવાયલું છે કે, એક પ્રસંગે તેણે કંઈક મુખાઈ ભરેલી રમતને માટે કોઈ એક છોકરાને ઠપકો દીધો, તે છોકરાએ કહ્યુંકે આવી નજીવી વાતને સારૂ તમે મને ઠપકો આપોછો, પણ પ્લેટોએ જવાબ આપ્યોકે, રીવાજ એ કંઈ નજીવી ચીજ નથી. ખરાબ રીવાજથી ટેવ બંધાયછે, અને કેટલીક વાર તો તે એવો તો જુલમગાર થાયછે કે, જે દુર્ગુણની તે નિંદા કરેછે, તેજ દુર્ગુણને તેઓ વળગી રહેછે. જે ટેવની શક્તિની સામે થવાને તેઓ અશક્તિમાન હોયછે, તે ટેવના તે ગુલામ થયાછે. એ ઉપરથી લોક એવું કહ્યું છે કે, જે મનનું જોર ટેવના રાજયની સામે થવાને તેઓ શક્તિમાન હોયછે, તે મનના જોરને ઉત્પન્ન કરવું તથા તેને ઉત્તેજન આપવું,

એ નીતિ સંબંધી કેળવણીના એક મુખ્ય છેડા તરીકે ગણી શકાય.

અગર જો દાખલાથી વર્તણુકની ઘણી ખરી કેળવણી સ્વાભાવિક અને અચેતછે, તોપણ જુવાન માણસો જેઓ તેના આસપાસ હોયછે, તેની પાછળ ચાલનારા અથવા તો નકલ કરનારા અવશ્ય કરી થવા જોઈએ. તેઓના સોબતીની વર્તણુક કરતાં વધારે તેઓની પોતાની વર્તણુક તેઓની જીંદગીના હેતુ ઠસાવવાને અને મૂળતત્વો બાંધવાને દોરવેછે. સ્વતંત્ર ચંચળાઈ અને મરજીની શક્તિ દરેકમાં હોયછે, જે જો હિંમતથી વાપરવામાં આવે તો તેના મિત્ર અને સોબતીની પોતાની જાતે પસંદતા કરવાને શક્તિમાન તેને કરશે. એ તો ફક્ત મનની નબળાઈને લીધેજ છે કે, જુવાન માણસો તેમજ ઘરડા માણસો તેઓના વલણના ગુલામ થાયછે, અથવા બીજાઓની જંગલીપણે નકલ કરવાને તેઓ સ્વાધિન થઈ જાયછે.

આ એક સાધારણ કહેવતછે કે, માણસો જેવી સંગતમાં હોયછે તેવાજ સંગતથી તેઓ ઓળખાયછે. ગંભીર માણસો સ્વાભાવિક રીતે છાકટાની સંગત કરતા નથી. અને સુધરેલા માણસો અભણની સંગત કરતા નથી, અને મર્યાદશીળ લંપટની સંગત કરતા નથી. પદભ્રષ્ટ થએલા

માણસોની સંગત કરવાથી નીચ સોબત અને દુર્ગુણી વલણ ઉત્પન્ન થાયછે અને તેઓની સંગતમાં રહેવાથી વર્તણુક નક્કી પદભ્રષ્ટતા પામેછે. સેનીકા કહેછેકે આવા માણસોની વાતચીત નુકશાન કર્તાછે, કેમકે જો તે તત્ક્ષણ ઈજા કરતી નથી તો પણ તેનાં બી મનમાંજ રહેછે, અને આપણે બોલનારની પાસેથી ગયા કે તે આપણી પાછળજ લાગેછે. એ એક એવી મરકી છેકે, તે ભવિષ્યના ફેરફારમાં ઉગ્યા વિના રહેતીજ નથી.

જો જુવાન માણસોના ઉપર ડહાપણ ભરેલી રીતે અસર કરવામાં આવે અને જો તેઓ તેપ્રમાણે દોરવાય, અને જો અંતઃકરણથી તેઓની પોતાની સ્વતંત્ર શક્તિ વાપરે તો પોતાના કરતાં વધારે સારા માણસની સંગત તેઓ શોધશે, અને તેઓના દાખલા જોઈને તે પ્રમાણે કરશે. સારા માણસની સંગતમાં ઉગતી કુદરત હંમેશાં સારો ખોરાક લેશે, અને ખરાબ માણસની સંગતમાં ફક્ત નુકશાનકર્તા ફળ મેળવશે. કેટલાંક માણસ એવાંછે કે, જેનું નામ જાણિએ કે તેને ચહાઈએ, અને માન આપીએ. અને તેનાં વખાણ કરીએ, અને બીજાં એવાં માણસ છે કે, તેને જાણીએ કે, તેને તજીદેવાનું અને ધિક્કારવાનું મન થાયછે. અગ્ગંચુઆની કેળવણી વિષે બોલતી વખતે રેઅેલાઈસે એવું

કહ્યું છે કે સંગત કરવી તે સારા માણસની કરવી, નઠારાની કદી કરવી નહિ. ઉંચી પદવીએ પામેલા માણસની સાથે રહો, અને તમે ઉંચી પદવીએ પામેલા દેખાશો અને તેના તેજમાં પ્રકાશિત જણાશો. સ્પેનીશ લોકોમાં એક એવી કહેવત છેકે, વરૂની સાથે રહો, અને તમે વરૂના જેવું બોલવાં શીખશો. સાધારણ એકલપેટા માણસના સાથે વ્યવહાર રાખવો એ ઘણુંજ નુકશાનકારક છે. કેમકે તે ગરીબ સુસ્ત, સંકોચશીળ અને એકલપેટી મનની હાલતને વધારે અથવા ઓછી ખરેખરી બહાદુરી અને વર્તણુકના દરજ્જા ઉપર દ્વેષી થવાને લલચાવેછે. મન તરતજ નાના નાના ખાંચાઓમાં જવાનું શીખેછે અને અંતઃકરણ સાંકડું અને સંકોચશીળ થાયછે અને નીતિ સંબંધી કુદરત નબળી, અનિશ્ચિત અને બીજાનું મન રાખે એવી થાયછે. કે જે સઘળા ઉદાર મનના કિર્તિ લોભવાળા અથવા ખરેખરા શ્રેષ્ટ માણસોને નુકશાનકર્તા થઈ પડેછે.

એથી ઉલટું આપણા કરતાં વધારે ડાહ્યા, વધારે સારા અને વધારે અનુભવવાળા માણસોની સંગતથી આપણે હંમેશાં વધારે અથવા ઓછું ઉત્તેજન અને પુષ્ટિ મળેછે. આપણી જીંદગીના જ્ઞાનનો તેઓ વધારો કરેછે તેઓના દાખલાથી આપણા વિચારો સુધરેછે અને તેઓના ડહાપ-

ણુમાં આપણે ભાગ લઈએ છીએ તેઓની નજર નીચે આપણે અવલોકનરૂપી ક્ષેત્રનો ફેલાવો કરીએ છીએ અને તેઓના અનુભવથી ફાયદા લઇએ છીએ. અને જે સુખ તેઓએ ભોગવ્યું હોય, તે ઉપરથી શીખીએ છીએ, એટલુંજ નહિ પણ જે દુઃખ તેઓએ ભોગવ્યું છે (કે જે આપણે વધારે બોધકારક છે) તે ઉપરથી શીખીએ છીએ. જો તેઓ આપણા કરતાં વધારે બળવાન હોય તો આપણે તેઓના બળમાં ભાગ લઈશું. એ ઉપરથી ડાહ્યા અને ઉત્સાહી માણસની સંગત વર્તણુકની બાંધણી ઉપર ઘણીજ કીમતી અસર કર્યા વિના રહેશે નહિ એટલે કે આપણી સંપત્તિ વધારશે, આપણા મનને નિશ્ચય અને દ્રઢ કરશે અને આપણા કામમાં તેમજ બીજાઓની મદદમાં આપણને ઘણી બુદ્ધિ અને ચાલાકી વાપરવાને શકિતમાન કરશે.

મિસિસ સ્કિમલપેનિંગ કહેછે કે, મને મારા નાનપણાના એકાંતવાસની ટેવથી ઘણુંજ નુકશાન થયું છે, એમ મને મારા મનમાં ઘણીવાર ઘણોજ પસ્તાવો થયોછે. આપણી વગર સુધરેલી જાતના કરતાં વધારે ખરાબ સોબતો કોઈજ નથી; એકલા રહેવાથી માણસો તેના જાતિભાઈઓને મદદ કરવાના સાધનથી બીલકુલ અજાણ્યા રહેછે એટલુંજ નહિ પણ જે તંગી ને મદદની ઘણીજ જરૂર

છે તે તરફ વિશે અજાણ રહેછે. બીજાઓની સાથેની સંગત જે એકાંત વાસનો બીલકુલ નાશ કરતી નથી તે સંગત મનુષ્ય જાતને વધારે અનુભવ આપતી ગણી શકાય; અને એવી રીતે આવેલી દયા અગર જો કે તે સખાવતના જેવી તો નહિ પણ તે ધીમે ધીમે બહાર પડેછે, અને કીમતી ખજાનો ઘેર લાવવાને કદી ચુકતી નથી. બીજાઓની સાથેની સંગત આપણી વર્તણુક બાંધવાના કામને પુષ્ટિ આપવામાં અને આપણા મુખ્ય હેતુને ભુલી ગયા શિવાય ડહાપણ ભરેલી રીતે અને સારી રીતે રસ્તો લેવાને શકિતમાન કરવામાં ઉપયોગી થઈ પડેછે.

બિલકુલ નવી ચેતવણી જુવાન માણસની જીંદગીને સુખદાયક સુચનાથી એટલે વખતસર ઈસારાથી અથવા તેના પ્રમાણિક મિત્રની માયાળુ સલાહથી અપાયછે. આ પ્રમાણે ઈન્ડીયન મિશનરી હેન્રિ માર્ટીનની જીંદગી ઉપર જ્યારે તે ટ્રુરોની ગ્રામર સ્કુલમાં નિશાળીઓ હતો, તે વખતની તેની સંગતથી વિચિત્ર રીતે અસર થએલી દેખાયછે. માર્ટિન જાતે નબળા બાંધાનો અને નાજુક જ્ઞાનતંતુ સંબંધી તબીએતનો હતો. તાકાત ન હોવાથી તે નિશાળની રમતમાં થોડી મઝા લેતો અને તેના ઝાઝા ચીડીઆ સ્વભાવને લીધે

કેટલાએક મોટા છોકરાઓ તેને ચીડવવામાં મઝા માનતા અને કેટલાએક તો તેની સાથે ધાંધલ કરતા. એમ છતાં એક મોટા છોકરાએ માર્ટિનની સાથે દોસ્તી બાંધી, તે તેની દેખરેખ રાખતો, અને તેની અને તેના પાછળ લાગનારાની વચમાં તે પડતો, અને તેનું ઉપરાણું કરીને બોલતો એટલુંજ નહિ પણ તેને પાઠ કરવામાં મદદ કરતો. અગર જોકે માર્ટિન ભણવામાં જરા પાછળ હતો, તોપણ તેનો બાપ તેને કોલેજની કેળવણી આપવાની ઈચ્છા રાખતો હતો, અને આસરે ૧૫ વર્ષની ઊમ્મરનો થયો, ત્યારે તેને કોરપસ સ્કૉલરશિપને માટે યત્ન કરવાને ઑક્સફર્ડ મોકલ્યો, જેમાં તે નિષ્ફળ થયો. અને ડુરો ગ્રામર સ્કુલમાં તે બે વર્ષ વધારે રહ્યો, અને ત્યારપછી તે કેમ્બ્રીજ ગયો. જ્યારે તે સેન્ટ જૉજની કૉલેજમાં દાખલ થયો, ત્યાં વિદ્યાર્થી તરીકે કોણ મળી આવે, પણ ડુરો ગ્રામર સ્કુલમાંનો જૂનો મિત્ર તેને મળ્યો. ત્યાં તેઓની દોસ્તી ફરીથી થઇ, અને તેજ વખતથી મોટો નિશાળીઓ નાના નિશાળીઆની સાથે મેનટોર તરીકે વર્તવા લાગ્યો. માર્ટિન તેના અભ્યાસમાં લાયક, ઉત્સાહી અને આગ્રહી થતો ગયો, અને વખતે વખત હાથમાં નહિ રહે એવા ગુસ્સાના આવેસમાં આવતો. એથી ઊલટું તેનો મોટો મિત્ર દ્રઢ,

ધૈર્યવાન અને મહેનતુ હતો, અને તે ગુસ્સે થએલા વિદ્યાર્થીને સારાને સારૂ સલાહ આપતો, તેને દોરવતો અને તેના ઉપર ચોકસી કરવાને કદી ખાટકતો નહિ. તેણે નઠારી સંગત માર્ટિન પાસે છોડાવી દીધી. માણસના વખાણને સારૂ નહિ પણ ઈશ્વરના મહિમાને સારૂ તે તેને વધારે મહેનત કરવાને કહેતો, અને તેથી તેણે આવતા વર્ષના ક્રિસ્ટમસની પરીક્ષામાં તે પહેલો આવ્યો. તોપણ માર્ટિનના માયાળુ મિત્ર અને મેન્ટોરે પોતે જાતે કંઈ પ્રખ્યાતિ મેળવી નહિ. ઘણું કરીને ઉપયોગી પણ બાહાર ન પડેલી એવી જીંદગી તેણે અંધકારમાં કાઢી. તેની જીંદગીમાં મોટામા મોટી એ ઈચ્છા હતી કે તેના મિત્રની વર્ત્તણુક બાંધવી અને સાચાને ચહાવાને તેના આત્માને ઉશ્કેરવો અને જે ઉમદા કામમાં ઈંડીયન મિશનરી તરીકે થોડા વખતમાં તે પેઠો તે કામને માટે તેને તૈયાર કરવો.

ડાકટર પેલીની કાલેજની જીંદગીમાં જરા તરા એવોજ બનાવ બનેલો કહેવાય છે. જ્યારે કેમ્બ્રીજનો ક્રાઈસ્ટ કાલેજમાં તે વિદ્યાર્થી હતો, ત્યારે તેની ઉદ્ધતાઇ તથા વિચિત્રતાને માટે તે પ્રખ્યાત હતો, અને તે વખતે તેના મિત્રમાં સૌથી પ્યારો અને એક્કો હતો. અગર જોકે તેનામાં કુદરતી બુદ્ધિ ઘણીજ હતી, તોપણ તે વિચાર વગરનો, આળસુ,

અને ઉડાઉ હતો. ત્રીજા વર્ષની શરૂઆત થઇ તોપણ તેણે ખરૂજોતાં કંઈજ અભ્યાસ કીધો નહતો. હમેશની માંફક રાતના આળસુ દુરાચરણ જોયા પછી બીજે દહાડે સવારે તેણે તેના મિત્રને તેના બિછાના આગળ ઉભેલો જોયો. તેણે કહ્યું કે, પેલી તમારે માટે વિચારમાં ને વિચારમાં મને ઉંઘ આવી નથી. તમે કેવા બેવકુફ છો તેનો હું વિચાર કરૂછું. મારી પાસે આળસાઈના સાધન છે. અને મને આળસુ થવાનું પાલવશે, તમેતો ગરીબ છો, અને તમને આળસુ થવું કેમ પરવડશે. જો હું યત્ન કરૂં તોપણ ઘણું કરીને કંઇજ કરી શકવાનો નથી. તમેતો બધું કરવાને શક્તિમાન છો. તમારી બેવકુફીના ઉપર વિચાર કરતાં આખી રાત મને ઉજાગરો થયોછે. અને પ્રતિજ્ઞાપૂર્વક તમને ચેતવણી આપવાને અહીંઆ આવ્યો છું. ખરેખર જો તમે આળસુ રહેવાને આગ્રહ કરશો અને એ રીતે ચાલ્યાજ કરશો તો મારે તમારી સંગત બીલકુલ છોડી દેવી પડશે.

એવું કહેવામાં આવે છે કે, આ ઠપકાથી પેલીને એટલીનો અસર થઈ કે તેજ ક્ષણથી તે જાણે વર્તણુકમાં બદલાએલો માણસ હોય, તેમ દેખાયો. તેણે બીલકુલ નવી જીંદગીની રીત બાંધી, અને ઉદ્યોગથી તેની પાછળ આગ્રહ

કીધા. તે એક ઘણોજ ઉદ્યોગી વિદ્યાર્થિ થયો, અને એક પછી એક હરીફોને દુર કરતો ગયો, અને તેજ વર્ષની આખરે તે સિનિયર રેંગલર તરીકે નીવડયો, ત્યારપછી તેણે ગ્રંથકર્તા તરીકે અને ભક્તિનું પુરી રીતે જ્ઞાન મેળવ્યું તે સારી રીતે જણાએલું છે. ડાકટર આર્નોલ્ડે જુવાન માણસ ઉપર પોતાની જાતના દાખલાથી જેટલી સંપૂર્ણતાથી અસર કરેલી તેટલી સંપૂર્ણતાથી અસરકર્તા કોઈ ઓળખાયો નથી. તેની પાસે એક મોટું સાંગ હતું જે તેની નિશાળના છોકરાઓની વતણુક બાંધવામાં કામે લગાડવાને યત્ન કરવામાં વાપરતો. તેઓના સારા અને ઉમદા વિચારને ગ્રહણ કરીને આગળ પડતા છોકરાઓના મનમાં ખરો જુસ્સો મૂકવો એ તેનો મુખ્યત્વેકરીને પહેલો હેતુ હતો. અને દબાણ અને દાખલા અને નકલથી થએલ અસર બાકી રહેલાના મનમાં ઠસાવવાને સાધનરૂપી વાપરવા એ તેનો બીજો હેતુ હતો. તેણે બચ્ચાના મનમાં એવું ઠસાવવાને યત્ન કીધું કે, તમે મારી સાથે કામ કરનારા છો. અને આ જગાની સારી વ્યવસ્થા કરવાને માટે નીતિ સંબંધી જુમ્મેદારી માટે તમે મારી સાથે ભાગ લેનારાછો. આ વ્યવસ્થાની ઉંચા પ્રકારની રીતથી એક તો એ અસર થઇ કે, તેથી છોકરાઓમાં જુસ્સો, અને સ્વાભિમાન

આવ્યાં, તેઓને લાગવા માંડ્યું કે, આપણા, ઉપરપણ ભરોસો રહેછે. જેમ બીજી નિશાળોમાં નઠારા છોકરા હોયછે, તેમ રગબીમાં પણ અલબત હતાજ, અને બીજાઓને નઠારા દાખલાથી ચેપ લાગતાં અટકાવવાને અને તેના ઉપર તપાસ રાખવાને શિક્ષકનો ધર્મજ છે. એક પ્રસંગ તેણે તેના એસીસ્ટન્ટ માસ્ટરને કહ્યું કે પેલા બે છોકરાને સાથે કામ કરતાં તમે જુઓછો, પહેલાં એ પ્રમાણે કરતાં મેં કદી જોયા નથી, તેઓને કેવી દોસ્તી થઈછે, એ પોઈન્ટ તમે ધ્યાનમાં રાખજો, અને એવી કોઈ ચીજ નથી કે જેથી છોકરાની વર્ત્તણુકમાં આવો ફેરફાર થએલો માલમ પડે.

ડાકટર આર્નોલ્ડનો પોતાનો દાખલો એજ તેની ઉત્કૃષ્ટ-રણીનું સાધન હતું કે જે દરેક મોટા શિક્ષકમાં હોયછે, તેની હાજરીમાં જુવાન માણસો પોત પોતામાં માન આપવાનું સીખ્યા, અને સ્વમાનના મૂળમાંથી તેઓનામાં માણસાઉ સદ્‍ગુણો આવ્યા. તેનો જન્મ વૃત્તાંત લખનાર કહેછેકે, તેની નજર નીચે તેઓનામાં તનદુરસ્તી અને જુસ્સાનો નવો ઝરો ઉત્પન્ન થતો દેખાતો. અને તેની જીંદગીમાં ઉત્તેજન અને ચઢતી તેના ગયા પછી પણ લાંબો વખત સુધી તેઓનામાં રહેતી દેખાતી, અને તે જાણેકે, જીવતી મૂર્ત્તિ હોયની એવા વિચારમાં તેઓ એવા તો ગરક થ-

ગયા હતા કે, તે જ્યારે મરણ પામ્યો ત્યારે પણ તેઓનો સંબંધ તુટેલો દેખાયો નહિ. અને વિયોગનો અર્થ તેઓની જીંદગીમાં લાંબો વખત સુધી રહ્યો નહિ, અને તેનો સંયોગ અનાશવંત દેખાયો. અને આ પ્રમાણે ડાક્ટર આર્નોલ્ડ માણસાઉમાં ઉમદા વર્તણુકથી કેટલાંક માણસોને કેળવણી આપી, જેણે દુનિઆના બધા ભાગમાં તેના દાખલાની અસર ફેલાવી. તેજ પ્રમાણે ડયુગલ્ડ સ્ટુઅર્ટને વિષે એવું કહેવાએલું છેકે, તેણે જમાનાના બધા વિદ્યાર્થીઓને તેણે સદગુણના ઉપર ચાહવટ રાખવાનુ શીખવ્યું. માજી લોર્ડ કોકબર્ન કહેછેકે, તેના ભાષણોથી મને એમ દેખાયું કે જાણે આભ ફાટેલું હોયની. મને એમ લાગે છેકે, મારામાં આત્મા હોત તો સારૂં. સુશોભિત વાકયોમાં દર્શાવેલા તેના ઉમદા મતથી મને સ્વર્ગવાસી કીધો. મારી બધી કુદરતમાં તેઓએ ફેરફાર કીધો.

વર્તણુક એ જીંદગીની સ્થિતિનો હેવાલ કહી આપેછે. દુકાનમાં સારી વર્તણુકનો માણસ તેના જાતિભાઈઓને સારા થવાનો સાદ આપેછે. અને તેઓને તમામ ચડતી થવાની આશાઓ આપશે. આ પ્રમાણે ફ્રેંકલિન જ્યારે લંડનમાં કારીગર હતો, ત્યારે તેને વિષે એવું કહેવામાં આવેલું કે, તેણે દૂકાનના માણસોની બીલકુલ રીત સુધારી.

એથી ઉલટું ખરાબ વર્ત્તણુકવાળા અને નીચી બુદ્ધિના માણસ અચેત પણ તેના જાતીભાઇઓને નીચી પદવીએ પમાડશે. કૅાટન જૉન બ્રાઉન જ્યારે મુસાફરી કરતો હતો, ત્યારે એક વખતે તેણે એમરસનને એવું કહ્યું હતું કે નવા દેશમાં રહેવા જનારાને તો એક સારો ભરોસાદાર માણસ સો કરતાં વધારે, એટલુંજ નહિં પણ હજાર ખરાબ માણસના કરતાં પણ વધારે કીમતી થઈ પડે છે. તેનો દાખલો એટલો તો ચેપી થઈ પડયો કે, બીજા માણસોના ઉપર સીધી રીતે અને ફાયદાકારક રીતે અસર થાયછે અને તેની બુદ્ધિપૂર્વક ચંચળાઈ તે બધાને ઉંચી પદવીએ પહોંચાડે છે. સારા માણસની સાથેના વ્યવહારથી નકકી સારૂં ફળ ઉત્પન્ન થાયછે, અને સારી વર્ત્તણુકથી સારી અસરનો ફેલાવો થાયછે. પૂર્વમાં જોડી કહાડેલી વાતમાં કોઈ સુગંધીદાર પૃથ્વી એવું કહેછે કે, જયાં સુધી ગુલાબના છોડ મારામાં રોપેલા નહિ હતા, ત્યાં સુધી હું સાધારણ મટોડી હતી. જેના જેવા તેના તેવા, અને સારે સારૂં. કેનન મોસેલી કહેછે કે, સારી વર્ત્તણુક કેટલો બધો ફાયદો કરેછે, એ આશ્ચર્યકારક છે. અને કંઈ ચીજ એવી નથી કે તે એકલીજ સારી હોય. તેમજ કંઈ ચીજ એવી નથી કે તે એકલી ખરાબ હોય, તેથી બીજાઓ સારા અથવા ખરાબ થાયછે.

અને બીજાઓ વળી ત્રીજાઓને અને એજ પ્રમાણે એક બીજાને અસર થતીજ જાય. જો આ પ્રમાણે એક પત્થરાં તળાવમાં નાંખીએ તો તેથી કુંડાળાં થશે. તે કુંડાળ બીજાં કુંડાળાંને મોટાં કરશે. અને તે વળી ત્રીજાને અને એજ પ્રમાણે તે કિનારે પહોંચે ત્યાં સુધી અસર કરતાં આટ્યાંજ જાય. હું ધારૂં છું કે દુનિઆમાં જે સારી ચીજછે તે બધી ઘણું કરીને અસલના વખતથી ઘણુંખરૂં ફાયદારૂપી નજાણીતા મધ્ય બિંદુમાંથી દંતકથાની રાહે એમની એમજ ચાલી આવેછે. તેમજ મી૦ રસ્કીન કહેછેકે, જે ચીજ નઠારામાંથી ઊત્પન્ન થઈ હોયછે તે નઠારૂંજ ફળઆપશે. અને જે ચીજ બહાદૂરી અને માનમાં ઉત્પન્ન થઈ હોયછે, તે બહાદૂરી અને માન શીખવશે. એ ઊપરથી એવું કહેવાય છે કે, બીજાના સારા અથવા નઠારા દાખલાથી દરેક માણસને જીંદગીમાં હંમેશાં અસર થાયછે. તેજ વખતે સારા માણસની જીંદગી સદ્ગુણની સુશોભિત શીખામણ લેછે. અને નઠારા માણસની જીંદગી દુર્ગુણરૂપી ભારે ઠપકા મેળવેછે. ડાક્ટર હુકરે તેના ઓળખીતા ધાર્મિક પાદરીની જીંદગીનું •જાણે તે દેખાઈતું અલંકાર શાસ્ત્ર હોયની તે માફક વર્ણન કીધું છે. અને તેણે નાસ્તિકમાં નાસ્તિક માણસને સારી વર્ત્તણૂકની શોભાની

ખાત્રી કરી આપી. અને એજ પ્રમાણે ભલા જ્યૉર્જ હર્બર્ટે તેના દેવલની ફરજ બજાવતાં કહ્યું છે કે, એ બધું છતાં હું ખાત્રીથી કહી શકું છું, હું તો સારી રીતે રહીશ કેમકે પાદરીની સદ્‌ગુણી જીંદગીમાં રહેવામાં ઘણી શોભા છે, કે જે બધાને માન અને પ્યારથી જોયછે, તેઓને સમજાવેછે અને આખરે તેના તેવીજ સ્થિતિમાં તે રહે એવી ઈચ્છા રાખેછે. તેણે વળી વધારીને કહ્યું કે હું તો એમજ કરીશ, કારણ કે હું જાણું છું કેઆપણે જે જમાનામાં રહીએ છીએ તેમાં શીખામણના કરતાં સારા દાખલાની ઘણીજ જરૂર છે. એક ગરીબ માણસનાઉપર માયાળુપણું વાપરવું એ તેના દરજ્જાથીઘણું નીચું છે, એવું ધારીને તે પાદરીને ઠપકો મળ્યો, ત્યારેતેણે એક સુશોભિત કહેવત કહી, તે એ કે આવાં કૃત્યોના વિચાર તેને મધ્ય રાતના ગાયન ના જેવું થઈ પડેછે. જયૉર્જ હરબર્ટ બિશપ અન્ડસને પવિત્ર જીંદગી ઉપર એક કાગળ લખેલો તેને વિષે એઝાક વાલ્ટન કહે છે કે તે કાગળ તેણેપોતાની છાતી સરસો રાખ્યો, અને પોતાના વિદ્યાર્થીઓને તે બતાવ્યા પછી જે જગ્યાએ તે પહેલાં મૂકતોજ તેજ જગ્યાએ પાછો મૂકી આવતો, અને તેપ્રમાણે તેણે તેના અંતકાળ સુધી તે કાગળને પોતાના અંતઃકરણનીપાસેજ રાખ્યો.

સારી વર્ત્તણુકની શક્તિ એટલી બધી છે કે, તે માણુસનુ ચિત્ત હરણ કરીલે છે, અને તેના ઉપર હકુમત બજાવે છે, એથી ઉશ્કેરાએલો માણસનો ખરેખરો રાજા છે કે જે બધા માણસોના મનને પોતાની તરફ ખેંચેછે જ્યારે નિકલસન દિલ્હી આગળ તેના મોતના બિછાના ઉપર ઘાએલ થએલો પડેલો હતો ત્યારે તેણે તેના જવાન ઉમદા અને બહાદૂર મિત્ર સર હરબર્ટ એડવર્ડસને નીચે પ્રમાણે સંદેશો લખાવ્યો.—તેણે કહ્યું કે, હું જો તારી સાથે રહેત અને આપણી ભારે જાહેરાત ફરજોએ તમારે વિષે-ખાનગીરીતે જાણવાને મને અટકાવ્યો નહોત તો હું વધારે સારો માણસ થાત. હું જોકે થોડા વખતને માટે તારી અને તારી સ્ત્રીની સાથે રહેત તોપણ હું સારી સ્થિતિમાં રહેત. તે બેઉને મારો પ્યાર કહેજો.

એવા માણસો હોયછે કે, જેની હાજરીમાં જાણે કે આપણેધર્મ સંબંધી કામને સારૂ જીવતા હોઈએની તેની માફક લાગે છે. અને જાણે પહાડની હવા ચાખતા હોઇએ,અથવા તો સૂર્યના અજવાળાથી અનિષદ્દ સુખ ભોગવતા હોઈએની તેમ તાજા કરેછે, અને પુષ્ટિ આપેછે. સર॰ ટૉમસ મુરનામાં નમ્ર સ્વભાવની શક્તિ એટલી બધી હતી કે, ખરાબ મનના માણસને તે તાબે કરતી, અને તેજ વખતે

તેને સારો થવાને ઉશ્કેરતી. લૉર્ડ બ્રુક તેના મરણાર મિત્ર સર ફિલિપ સીડનીને એવું કહ્યું છે કે, તારી ઝનુનને સમજ શક્તિ મારા અંતઃકરણમાં રમ્યા કરેછે. અને દુનિઆમાં મને પોતાને અને બીજાઓને તેના શબ્દ અથવા મતમાં એટલુંજ નહિ પણ તેની જીંદગી અને કૃત્યોમાં સારા અને મોટા કરેછે.

મોટા અને સારા માણસના દાખલાથીજ જે જુવાન માણસો નમ્ર, બહાદૂર સત્યવાદી અને ઉદાર મનના માણસોનાં વખાણ કર્યાં વિના અને ચાહ્યા વિના રહેતા નથી તે જુવાન માણસોને ઘણી ખરીવાર ઉશ્કેરણી રૂપી થઈ પડેછે. વોશિંગટનને ચેટો બ્રીઆને એકજ વખત જોએલો પણ તેટલામાં તેની જીંદગીને ઘણુંજ ઉત્તેજન મળ્યું. તેણે તેની મુલાકાતનું વર્ણન કીધા પછી એવું કહ્યું છે કે મારૂં નામ જરાતરા પ્રખ્યાત થવા લાગ્યું, તે પહેલાં વૉશિંગટન કબરમાં ગયો. હું તેના મોં આગળ બીલકુલ અજાણ્યો હતો. તેની કીર્તિ સર્વ વ્યાપક થઇ હતી, અને હું તો અંધકારમાં ગરક થઈ ગયો છું. ઘણું કરીને મારૂં નામ એક આખા દહાડામાં પણ તેની યાદદાસ્તમાં રહેતું નહતું.

જ્યારે નિબર મરણ પામ્યો, ત્યારે તેના મિત્ર ફ્રેડરિક પરથીસે તેને વિષે એવું કહ્યું છે કે, તે કેવો હરીફ હતો,

બધા ખરાબ અને નીચ માણસને તો તે કાળ હતો અને દ્રઢ અને પ્રમાણિક માણસોનો આધાર હતો, અને જુવાન માણસનો મિત્ર અને મદદગાર હતો. પરથીસે બીજે પ્રસંગે એવું કહ્યું છે કે, લડવૈયા અનુભવી મલ્લની આસપાસ હંમેશાં રહેવાથી તે પણ સારા થાયછે, જે માણસોને હયાતીમાં ખરાબ વિચારો રાખવા, એ શરમ ભરેલું લાગેછે તે માણસની છબીના ઊપર નજર પડેતો, તે ખરાબ વિચાર પણ નાશ પામેછે. એક કેથોલિક સાહુકાર જયારે તે ઠગવા વિગેરેનું કામ કરતો, ત્યારે તેના પ્યારા ધાર્મિક મિત્રની છબી ઉપર બુરખો નાંખવાની ટેવ હતી, એજ પ્રમાણે હાઝલીટ એક ખુબસુરત સ્ત્રીની છબી વિષે કહ્યું છે. તે છબીને જોતાં ખરાબ કૃત્ય થાયજ નહિં એમ મનેલાગે છે.

એક ગરીબ જર્મન સ્ત્રીએ પોતાના ગરીબ ઘરની દીવાલ ઉપર ટાંગેલી એક મોટા રીફોર્મરની છબી તરફ આંગળી કરીને કહ્યું છે કે, છબીરૂપી તે માણસનો માણસાઈ ચેહેરો જોવાથી ઘણોજ ફાયદો થાયછે.

એક ઓરડામાં ટાંગેલી એક ઉમદા, અને સારા માણસની છબી પણ એક જાતની સંગત થઇ પડેછે. એથી આપણે તેનામાં જે ગુણ કહેલો છે, તે ગુણ વધારે નજીકની જાન માહિતનો થાયછે. તેના ચેહેરા તરફ જોતાંજ

આપણને લાગે છે કે તેને જાણે આપણે વધારે સારી રીતે ઓળખતાં હોઈએની અને તેની સાથે આપણે જાણે નિકટ સંબંધ રાખતા હોઈએની.

ફ્રાકસ બર્કની વાતચીત અને દાખલાથી ઘણો આભારી થયોછે એમ કબુલ કરવાને તે મગરૂર હતો. એક પ્રસંગે તેણે તેને વિષે એવું કહ્યું છે કે, જો જે રાજદરબારી ખબર અંતર તેણે ગ્રંથમાંથી મેળવી, તે બધી અથવા શાસ્ત્રમાંથી જે તે શીખ્યો, તે બધું, અથવા તો દુનિઆ અને તેના કામકાજનું જ્ઞાન તેણે મેળવ્યું તે બધાને એક તાજવામ મૂકીએ, અને જો બીજા તાજવામાં મી૦ બર્કની વાત અને શીખામણથી તેનામાં સુધારો થએલો તે મૂકીએતો બીજુ તાજવું નમશે. પ્રોફેસર ટેનલે ફેરેડીની મિત્રતા ઉસ્કેરણી, અને અસર છે એમ બોલ્યો. તેની સાથે એક રાત રહ્યા પછી, તેણે તેને વિષે લખ્યું છે કે તેનું કામ અચંબો પમાડે છે પણ તેની સાથેની સંગત તેના અંતઃકરણને ગરમ કરેછે અને ઉત્તેજન આપેછે.

આ મજબુત માણસ ખરેખર અહીઆંછે. હું જોરને ચહાઉં છું, પણ ફેરેડીની વર્તણુકમાં મધુરતા અને માયાળુપણાનો, અને વિનયના સંયોગનો દાખલો મારે ભુલાજવો ન જોઈએ.

નમ્રમાં નમ્ર સ્વભાવ પણ સારાને માટે બીજાની વર્તણુકને અસર કરવાને શક્તિમાન થાયછે. આ પ્રમાણે વર્ડસવર્થને તેની બહેન દોરોથીની વર્તણુકથી મુખ્યત્વેકરીને અસર થએલી દેખાયછે. કે જે બહેને તેનાં અંતઃકરણમાં અને મનમાં લાંબો વખત સુધી રહે એવી અસર ઠસાવી હતી તેના બાળપણામાં તેમજ માણસાઉપણામાં તેણી સુખરૂપી થઈ પડીછે એમ તેણે તેને વિષે કહ્યું છે. અગર જોકે તે તેના કરતાં બે વર્ષ નાની હતી, તોપણ તેની મધુરતા અને માયાળુપણુ તેની વર્ત્તણુકમાં સુધારો કરવાને અને કવિતાથી જે અસર થાયછે તેથી તેનુ મન ખોલવાને ઘણાં કામ લાગ્યાં.

આ પ્રમાણે જે માણસો આખી જીંદગીમાં તેઓની જાતને ઉંચી પદવીએ ચડાવવાને, અને તેઓના ઉપર અસર કરવાને નિર્માણ થએલાં છે, તે માણસની વર્ત્તણુક બાંધવાને, પ્યાર, અને બુદ્ધિના બળથી નમ્રમાં નમ્ર સ્વભાવ પણ શક્તિમાન થાયછે.

સર વિલિયમ નેપિયર પોતાની નાનપણની વર્ત્તણુકમાં સુધારો થવાના કારણ બતાવેછે. પહેલું એક, જ્યારે તે નાનો હતો, ત્યારે તેની માના તરફથી જે અસર તેના મનમાં ઠસાવવામાં આવેલી તે અને બીજુ જ્યારે તે માણસાઉમાં આવ્યો, ત્યારે તેના સરદાર સરજોન મૂરના ઉમદા

દાખલાથી જે અસર થએલી તે. મૂર તેવા જુવાન આફીસરના ગુણને તરતજ જાણી ગયો. તે જનરલ જે કોરન્ના આગળની ફતેહને માટે કાગળ લખીને ઉત્તેજન આપતો તેમાંનો તે એક હતો. તેણે કહ્યું, મારા શૂરવીરો તમને ધન્ય છે. તેની માને તેને ઘેર કાગળ લખેલો અને મૂરના દરબારનું વર્ણન કરેલું, તેમાં તેણે લખેલું હતું કે, આવો રાજા આપણને ક્યાં મળશે? પેનિનસ્યુલર લડાઈની તવારીખ એ નામની પોતાની મોટી ચોપડીને માટે દુનિઆ મુખ્યત્વેકરીને સર વિલિયમ નેપિયરની આભારીછે. તેના પોતાના સરદારને માટે પોતાની જાતનો પ્યાર બતાવ્યો હતો. પણ જે રણભૂમિના ઊપર હાલમાં બેલગ્રવીઆ બંધાએલું છે, તે રણભૂમિમાં તેનો બીજો મિત્ર માજી લાર્ડ લેગલ્લેઈલની સાથે એક દહાડો ફરતો હતો તેવામાં તેની સલાહથી તે ચોપડી લખવાને ઉસ્કેરાયો. તે કહેછેકે એજ લાર્ડ લેગલડેઈલ હતો કે જેણે મારામાં એ ધુન આણી.

વર્તણુકની અસર બીજા માણસોમાં અસર પાછી લાવવાને હંમેશાં શક્તિમાન થાયછે. તે દયામાંથી ઉત્પન્ન થાયછે. કે જે મનુષ્ય જાતને ઘણીજ અસર કારકછે. ઉત્સાહી અને બુદ્ધિવાન માણસ અચેતપણે બીજાને પોતાની સાથે દોરેછે. તેનો દાખલો ચેપી થઈ પડેછે, અને તેની નકલ

કરવાની જરૂર પડેછે. તે વિજળીના જેવી શક્તિ વાપરે છે કે જે તેનો ચમકારો દરેક માણસમાં અને દરેક ભાગમાં મોકલેછે અને જેઓ તેની આસપાસ રહેછે, તેઓના સ્વભાવમાં તે વહેછે, અને દેવતાના તણખાની માફક તેમાંથી તે ઉડેછે.

ડાકટર **આર્નોલ્ડનો** જન્મવૃત્તાંત લખનાર જુવાન માણસના ઉપર તેનાથી વપરાયલી આ જાતની શક્તિ વિષે બોલતાં એવું કહેછેકે, તેની ખરી બુદ્ધિ, વિદ્યા અથવા છટા કે જે તેઓનામાં હતાં તેને માટે વધારે આતુર અચંબો કંઈજ નહતો, જે જુસ્સો દુનિઆમાં આતુરતાથી કામ કરતો હતો, તે જુસ્સામાં ઉત્પન્ન થએલો, દયારૂપી ચમકારો હતો, જેનું કામ તનદુરસ્તી ભરેલું પુષ્ટિકારક અને હંમેશાં ઈશ્વરની બીકમાં દોરવવાનું હતું. એ કામ એવું હતું કે, તેની જરૂર અને તેની કિંમતના ઉમદા અર્થ ઉપરથી ઉત્પન્ન થયું હતું.

મોટા મનના માણસો પ્રકાશિત બળથી ભરપુર હોયછે. તેઓ શક્તિ વાપરેછે એટલુંજ નહિં પણ તે બીજાને જણાવેછે, અને વળી તે ઉત્પન્ન કરેછે, આપ્રમાણે ડેનટીએ મોટા મોટા ઝનુનવાળા ઘણા માણસોને ઉમદા કીધા, અને તેઓને પોતાની પાછળ દોરવ્યા. પેટાર્ક, બોકેસીઓ, ટેસો અને બીજા ઘણા.

એને લીધે મિલ્ટન ખરાબ જીભના ડંખો અને ખરાબ દહાડાના તિરસ્કાર ખમવાનું શીખ્યો. અને ઘણા વર્ષ ગયા પછી બાઇરન રેવેનાના પાઇર નામના ઝાડ નીચે ડેન્ટીને વિચાર કરતાં તેણે કોઇ દહાડો યત્ન નહિં કીધેલું, તેના કરતાં વધારે ઉંચા સુરથી સારંગી વગાડવાને ઉશ્કેરાયો. ડેન્ટીએ વળી ઇટાલીના મોટા મોટા ચિતારાઓને ઉશ્કેર્યા જેવાકે જીઓટો, ઓરકાના, મીચેલ એનજેલો, અને રેફેલ, અને એજ પ્રમાણે એરીસ્ટો અને રીસી અને દરેક બીજાને અરસ્પરસ ઉશ્કેર્યા અને દરેક બીજાની કિર્ત્તિને પ્રકાશિત કીધી.

મોટા અને સારા માણસો સ્વભાવિક વખાણથી બીજા માણસોને ઉશ્કેરીને તેઓને પોતાની પાછળ દોરવેછે. ઉમદા વર્ત્તણુક આ વખાણથી મનને ઉશ્કેરે છે. અને પોતાની જાતને બંધનમાંથી છોડવવાને દોરવેછે, કે જે નીતિ સંબંધી સુધારાનું આ એક મોટું ગોથું ખાવાનું ઠેકાણું છે. જે માણસ મોટા વિચાર અને ભારે કૃત્યોથી પોતાની મેળે પ્રખ્યાત થએલા છે, તે માણસોની યાદદાસ્ત જાણે આપણી આસપાસ થોડા વખતને સારૂ સ્વચ્છ દેખાવ ઉત્પન્ન કરતી હોય એમ દેખાયછે. આપણી ધારણા અને આપણા હેતુઓ અચેતપણે ઉત્પન્ન થએલા હોયની એમ આપણે લાગેછે. સેન્ટી

બોલે કહ્યું છેકે, તમે કોનાં વખાણ કરોછો તે મને કહો તો તમારી બુદ્ધિ, તમારો શોખ અને તમારી વર્તણુક કેવાંછે તેહું તમને કહીશ.

તમે નીચ માણસનાં વખાણ કરોછો? ત્યારે તો તમે નીચ સ્વભાવના છો. તમે પૈસાદાર માણસનાં વખાણ કરો-છો.? ત્યારે તો તમે પૃથ્વીમાં ઉત્પન્ન થએલી મટોડીના જેવાછો. તમે કિતાબવાલા માણસના વખાણ કરોછો? ત્યારેતો તમે કાચબો ખાનાર અથવાતો ઠેકાં ભાગનારાછો. તમે પ્રમાણિક, બહાદુર, અને માણસાઉ માણસોનાં વખા-ણકરોછો? ત્યારે તમે પ્રમાણિક, બહાદુર અને માણસા-ઉ જુસ્સાવાળાછો, એમ કહેવાશે.

ભરજુવાની કે જ્યારે માણસની વર્તણુક બંધાવવામાં હોયછે, ત્યારે તેના વખાણની અસર ઘણીજ થાયછે. જેમ જેમ આપણે મોટાં થતાં જઈએછીએ તેમ તેમ આપણે પ્રકાશિત થઈએ છીએ, અને તેની ટેવ બંધાયછે. અને વખાણજ થાય નહિં એવી આપણી કહેવત થઈ પડેછે. જ્યારે કુદરતી સ્વભાવ આપણા વખાણને આકાર આપી શકે એવો અને ખુલ્લો હોયછે, ત્યારે સારા માણ-સની વર્તણુકના વખાણને ઉત્તેજન અપાય એ સારૂં છે. કેમકે જો સારા માણસનાં વખાણ નહિં કરીએ, કેમકે

જુવાન માણસમાં કોઈ પણ જાતના શૂરવીર નીકળવા જોઈએ, તો તે ખરાબ માણસના નમુના તરીકે ઘણું કરીને તે લેશે.

આ ઉપરથી ડાકટર આર્નોલ્ડ તેના નિશાળીઆને માણસો અને દેખાવને માટે પણ તેઓના પરાક્રમ અથવા ભારે આવેસનાં વખાણ કરતાં સાંભળીને હંમેશાં ખુશી થતો, તેણે કહ્યું કે હું ધારૂં છું કે વખાણ નહિંજ કરવાં એતો ખરાબ માણસની કહેવત છે. અને તે તેના નિશાળીઆને તેના મતનાં શકિત-માન ભાગોમાં દાખલ થવા દેવાને તે વધારે સારૂં ચહાતો નહિં અને તેટલા માટે અગાઊની અદ્ભૂત વાતની અવ્યવ-સ્થાથી ચેપી થએલા માણસના ઊપર જે માણસોએ પોતાના કુદરતી સ્વભાવનો સારામાં સારો ભાગ અથવા દરેક નીચ અને મુર્ખાઇ ભરેલી ચીજની સામા સૌથી સરસ રક્ષણ ખોયું છે તેવા માણસો તરીકે હું જોઉં છુ.

પ્રિન્સ આલબટની વર્ત્તણુકમાં આ એક સુંદર ચિન્હ હતું કે બીજા માણસોના સારાં કૃત્યોનાં ઉદારતાથી વખાણ કરવાને તે હમેશા તૈયાર રહેલો હતો. તેની વર્ત્તણુકને ઘણોજ શકિતમાન ધ્યાન કરણાર કહેછે કે, કોઇ પણ માણસ સારૂં કામ કરે અથવા તો સારી કહેવત કહે તો તેથી તે

ઘણોજ ખુશી થતો હતો. તે તેના ઉપર અતિ આનંદ પામતો. અને દહાડાઓ ને દહાડાઓ સુધી તેને વિષે વાત કરતો.

અને વળી તે નાના છોકરાઓથી અથવા અનુભવી રાજકારભારી માણસોના તરફથી કંઇ ચીજ ઉમદાપણે કહેવાઇ હોય, અથવા તો કરાએલી હોય, તેમાં તે સરખીજ ખુશી માનતો. કોઇપણ પ્રસંગે અને કોઇપણ રીતે દયાના કામમાં કોઈપણ માણસનું ભલું થાય, તેવા કામમાં તે ખુશી માનતો.

ડાકટર જોનસને કહ્યું છે કે, બીજા માણસોના ગુણો-નાં અંતઃકરણથી વખાણ કરવાં તેના શિવાય એવો બીજો કોઇ ગુણ નથી કે તેથી વધારે મિત્ર માણસ મેળવી શકે.

સ્વભાવિક ઉદારતા, ભોળપણ, ખરોભાવ અને ગુણનું ખુશનુમા ઓળખાણ એ ઉપરથી માલમ પડેછે. બોસવે-લથી થએલા જોનસનના ખરેખરા એટલુંજ નહિ પણ તે વળી માનપૂર્વક વખાણને લીધે કોઈ દહાડો નહિ લખાએ-લા સૌથી સારા જન્મ વૃત્તાંત આપણે મળી આવેછે.

કોઈપણ માણસને ધારવાનું વલણ થઈ આવેકે, ખ-રેખરા સારા ગુણ બોસ્વેલનામાં હોવાજ જોઈએ, કે જેથી કરીને જોન્સનના જેવા માણસ તરફ તેનું મન ખેચાયું-અને અગણિત તિરસ્કાર અને પરાજય છતાં તે તેની નીમ-

કબુલાતીથી ચાકરી કરતો. બોસ્વેલને વિષે મેકોલેએ એવું કહ્યું છેકે, તે બીલકુલ ધિક્કારવા જોગ માણસછે, એટલેકે તે અક્કડબાજ અને ભભકાખોર, નબળો, પત્રાજી ખોર, જ્યાંત્યાં ઘુસનારો, અજબ તરેહનો, બકબકીઓ અને બીલકુલ અક્કલ અથવા છટા વગરનો માણસછે. પણ બેશક કારલાઈલ તે જન્મવૃત્તાંત લખનારની વર્તણુકનું તોલ કરવામાં વાજબી હતો, કે જેનામાં અગર જો ઘણી બાબતોમાં તે પતરાજી ખોર અને મુરખ હતો, તોપણ ખરેખરા ડહાપણ અને શ્રેષ્ઠતાને માટે પ્યાર અને વખાણથી ભરપુર વિદ્યાર્થીના જૂના માનપુર્વક વિચારથી ઠસેલા તરીકે તે દરેક માણસોને જુએછે. કારલાઈલ વળી આગ્રહથી કહેછેકે એવા ગુણો સિવાય જોન્સનનું જન્મચરિત્ર કદી લખાત નહિ; તે કહેછેકે બોસ્વેલે સારી ચોપડી લખીછે, કેમકે તેને સ્વતંત્ર પરિચય ચંચળ બુદ્ધિ અને એ બધું છતાં પણ પ્યાર અને છોકરાંના જેવું ભોળપણ હતું તેનેલીધે ડહાપણને ઓળખી કાઢવાને અને તેને બહાર દર્શાવવાને અંતઃકરણ અને આંખ હતી.

ઉદાર મનના ઘણા ખરા માણસોમાં શૂરવીરો હોયછે, પણ તે બધા મુખ્યત્વેકરીને ગ્રંથ વાંચનારાજ હોયછે. આ પ્રમાણે એલન કનિંગહામ જ્યારે નીથ્સડેલમાં કડિયાની

દુકાનમાં શીખાઉ તરીકે કામ કરતો હતો, ત્યારે સર વોલ્ટર સ્કોટને મોહોલ્લામાંથી જતાં જોવાના મુખ્ય હેતુથી એડિનબર્ગ સુધી આખે રસ્તે ચાલ્યો. એ છોકરાના આવેશના અમે અચેતપણે વખાણ કરીએછીએ, અને એ મુસાફરી કરવાના આવેસને માટે તેને માન આપીએ છીએ. સર જોસુયા રૈનલ્ડને વિષે એવું વર્ણન થએલું છે કે, જ્યારે તે દશ વર્ષની ઊમરનો હતો, ત્યારે જાણે મોહ્નો સ્પર્શ કરવામાં કંઈ સદ્ગુણ એમ ધારીને તેણે લોકોની વચમાંની હારમાં થઈને પોતાનો હાથ ઘુસાડયો. થોડા વખત પછી હુડેન નામનો ચિતારો, રેનલ્ડ જ્યારે પોતાના સ્વદેશની મુલાકાત કરવાને જતો હતો, તે વખતે તેને જોવાને અને સ્પર્શ કરવાને મગરૂર હતો. રોજર્સનામનો કવિ જ્યારે છોકરો હતો, ત્યારે ડાકટર જોન્સનને જોવાને તેની ઘણી તીવ્ર ઈચ્છા હતી, તે તે કહેતો હતો, પણ જ્યારે બોલ્ટકોર્ટમાંના ઘરના આગળ ઊપર તેણે હાથ નાંખ્યો, ત્યારે તેની હિંમત રહી નહિ, અને તે પાછો વળ્યો. એજ પ્રમાણે માજી આઈઝાક ડાઝરાઈલી જ્યારે જુવાન હતો ત્યારે તેણે બોલ્ટકોર્ટ બારણાં એવાજ હેતુથી ઠોક્યાં હતાં, અને અગરજો તેનામાં તે ઠોકવાની હિંમત હતી તોપણ જ્યારે ચાકરે આવીને તે કાયદાબાંધનાર થોડા કલાક

ઉપર મરણ પામ્યોછે એમ કહ્યું ત્યારે તે ઘણોજ દીલગીર થયો.

એથી ઊલટું નાના અને કંજુસ મનના માણસો અંતઃકરણથી વખાણ કરી શકતા નથી. તેઓ પોતાના કમનશીબે મોટા માણસોને અને મોટી ચીજોને ઓળખી શકતા નથી, તેમ તેને માન આપી શકતા નથી. નીચ સ્વભાવના માણસો નીચપણે વખાણ કરેછે. કાચબાને ખૂબસુરતીને માટે ઉંચામાં ઉંચો વિચાર તેની કાચબીને સારૂ છે. સારા માણસોમાં મોહોબતછે, એમ ઢોંગ કરનાર હલકાં માણસને મનુષ્યજાતને માટે ઉંચામાં ઉંચો વિચાર કરતાં તેવા હલકા માણસના વખાણ કરેછે. ગુલામનો વેપારી ગુલામના અવયવોના પ્રમાણમાં તેનાં વખાણ કરેછે. સર ગોડફ્રેનેલસે પોતાની હાજરીમાં એવું કહ્યું છેકે તેણે દુનિઆમાં બે મોટા મહાન પુરૂષને જોયા, ત્યારે તેણે જવાબ દીધોકે તમે કેવા મોટાછો, તે હું જાણતો નથી, પણ હું તમને જોવાને પણ ચહાતો નથી. ઘણી ખરી વાર તમારા બેના કરતાં વધારે સારા માણસને હાડકાં અને નસ સહિત દસ ગેણી આપીને મે ખરીદ્યાછે.

અગરજો રોચફોકાલ્ડ તેની એક કહેવતમાં એવું કહે-

છે કે, આપણા સૌથી સારા મિત્રના કમનસીબમાં પણ આપણે તદ્દન અણગમતું કંઈજ નથી. એતો ફક્ત હલકા અને નીચ સ્વભાવના માણસો છેકે જેઓ, બીજાઓની ફતેહથી દુઃખ અને નાઉમેદીમાં ખુશી માનેછે. કમનસીબે એવા પણ ઈશ્વરે માણસો બનાવ્યાછે કે, તેઓને ઉદાર થવાનું અંતઃકરણજ નથી. સૌથી અણગમતા માણસોમાં અણગમતા માણસો છે કે, જેઓ તિરસ્કાર કરનારા માણસ-નીજગોએ બેસેછે. આવી જાતનાં માણસો ઘણું ખરૂં સારા કામમાં પણ બીજાઓની ફતેહ જોઈને તે એકજ પ્રત્યેક જાતનો ગુન્હોછે એમ ગણેછે. એવા પણ માણસો હોય-છેકે જેઓ બીજા માણસના વખાણ સાંભળવાને ખમી શકતા નથી. તેમાં મુખ્યત્વેકરીને જો તેઓ પોતાના હુનરના ધંધા અને રોજગારના હોયતો નિષ્ફળ થએલા માણસને તેઓ માફ કરશે, પણ જેઓ એ પોતે કરી શકે તેના કરતાં વધારે સારાં કામ કીધાં હોય તેને માફ કરશે નહિ, અને જ્યારે તેઓ પોતે નિષ્ફળ જાય, ત્યાં તેઓ હલકા પાડનારાઓમાંસૌથી નિર્દય માલમ પડેછે. કરડો ટીકા કર-નાર પોતાના હરિફ વિષે નીચે પ્રમાણેનો વિચાર ધરા-વેછે— જ્યારે ઈશ્વરે તેને એવા પ્રકારની બુદ્ધિથી સુખી કીધોછે, ત્યારે મારે તેને ધિક્કારવાને શું કારણ નથી?.

નીચ મનના માણસો તિરસ્કાર કરીને, ગુસ્સે થઈને અને ખોડખાપણ કાઢીને પોતાની જાતને કામે લગાડેછે, અને બેઅદબ નિર્લજપણા અથવા કૃતેહમંદ દુર્ગુણ શિવાય હરેક ચીજની તે મશકરી કરવાને તૈયાર થાયછે. એવાં માણસોનો સૌથી મોટો દીલાસો સારી વર્તણુકના માણસોના ગુણદોષ શોધી કાઢવામાંછે. જૉર્જ હરબર્ટ કહેછેકે ડાહ્યા માણસો ભૂલ નહિ કરેતો તે મૂર્ખ માણસોને સખત થઈપડે. અગરજો કે ડાહ્યાં માણસો મૂર્ખ માણસોથી ભૂલ કરતાં બંધ થવાને શિખામણ લેછે તોપણ જે દાખલો ડાહ્યાં માણસો મૂર્ખ માણસોની આગળ મૂકછે, તેથી મૂર્ખ માણસો ભાગ્યેજ ફાયદો લેછે.એક જર્મન રાઇટરે એવું કહ્યુંછેકે, એ એવો તો દુઃખદાયક સ્વભાવછેકે, જે મોટા માણસોની અથવા ઘણા વખતની સારી વર્તણુકમાં ગુણદોષ શોધીકાઢવામાં ફક્ત ફિકર રાખેછે. બોલિંગબ્રોકની સખાવતથી આપણે તેના ઉપર વિચાર કરો, કે જે બોલિંગબ્રોક જ્યારે તેને માર્લબરોની કહેવામાં આવેલી નબળાઈ વિષે યાદ દેવડાવવામાં આવ્યું, ત્યારે તેણે કહ્યુંકે, તે એવો તો મોટો માણસ હતો કે, તેમાં એ ખોડ હતી એ હું ભૂલી ગયો.

જીવતા અથવા મુએલા મહાન પુરૂષોનાં વખાણ

સ્વભાવિક રીતે થોડે અથવા ઘણે દરજ્જે તેઓની નકલ કરવામાં છે. જ્યારે થેમીસ્ટોકલીસ ઘણો નાનો હતો ત્યારે તેનું મન તેના હરીફોના ભારે પરાક્રમ જોઈને ઉશ્કેરાયું. અને તેના દેશની ચાકરી કરવામાં પોતાની જાતે પ્રખ્યાત થવામાં તેણે ચાહ્યું. જ્યારે મેરેથાનની લડાઈ થઈ ત્યારે તે દીલગીરીની સ્થિતિમાં પડયો, અને જ્યારે તેના મિત્રે તેનુ કારણ પુછ્યું, ત્યારે તેણે જવાબ દીધોકે, મિલટાયદીસના જયચિન્હથી મને ઉંઘ આવતી નથી. થોડા વર્ષ રહીને આપણે તેને અથીનીયન લશકરનો ઊપરી તરીકે જોઈએ છીએ. અને તે આર્ટીમીસિઅમ અને સેલેમીસન લડાઈઓમાં ઝર્કશીસના પરસીયનના વહાણના લશકરને હરાવેછે. અને તેના દેશના લોકોએ તેના ડહાપણ અને બહાદુરીને લીધે તે દેશ બચ્યો, એમ આભારપૂર્વક કબુલ કીધું.

થ્યુસીડીડીસને વિષે એવું કહેવામાં આવ્યું છેકે, જ્યારે તે નાનો હતો ત્યારે તેણે હીરેદોટસને ઈતહાસ વાંચતે સાંભળીને તે પોક પાકે મૂકીને રડયો. અને એથીજ તેન મન ઊપર એવી અસર થઈકે, તેની બુદ્ધિનું વલણ દ્રઢ થયું, અને ડિમોસ્થિનીસનું મન એક પ્રસંગે કેલીસ્ટ્રેટસની છટાથી ઉશ્કેરાયું કે પોતાની જાતે ભાષણકર્ત્તા થ-

વાનો લોભ થઈ આવ્યો. એમ છતાં ડીમોસ્થિનીસ શરીરે ઘણો નબળો હતો તેનો, અવાજ ઘણો ખોખરો હતો, તેના ઉચ્ચાર સ્પષ્ટ નહતા, અને તેનાથી ઘણો શ્વાસ લેવાતો નહતો. એ બધી ખોડખાંપણ કાઢી નાંખવાને ઉદ્યોગી અભ્યાસ અને અજીત નિશ્ચયથીજ શક્તિમાન થયો. પણ એના બધા અનુભવ છતાં તે તુરતા તુરત ભાષણકર્ત્તા કદી થયો નહિ, અને બધાં ભાષણોમાં તેમાં મુખ્યત્વેકરીને તેના ઘણાજ પ્રખ્યાત ભાષણોમાં પણ ઘણીજ મહેનતના ચિન્હો માલમ પડી આવતાં હતાં. એટલે કે તેના ભાષણના દરેક વાક્યમાં હુનર અને ઉદ્યોગ માલમ પડતાં હતાં. મહાન પુરૂષોની બુદ્ધિ અને રીતભાત અને બોલી એ પોતે જાતેજ વર્ણુકની નકલ કરવાને કામે લગાડેછે. એના જેવાજ દાખલા બધા ઈતિહાસોમાં માલમ પડી આવેછે. યોદ્ધાઓ, રાજ્યકાર્યભારી, ભાષણકર્તાઓ, સ્વદેશાભિમાનીઓ, કવિઓ અને શિલ્પીઓએ બધા થોડે અથવા ઘણે દરજ્જે અચેતપણે તેઓની આગળ જીવતા અથવા મરી ગએલા તો તેઓની આગળ છબીરૂપે તેઓનાં કૃત્યો, અને વૃત્તાંતથી ઉછરેલા માલૂમ પડેછે. મહાન પુરૂષોએ રાજાના, પોપના અને શહેનશાહનાં વખાણ મેળવ્યાંછે. ફ્રાંસાસ ડી. મો. દીસીસ ભૂરખો કાઢી નાંખ્યા શિવાય મી-

ચલ એન્જેલોની સાથે કદી બોલી નથી. અને ત્રીજો જુલીયસ જ્યારે એક ડઝન કાર્ડીનલ ઊભેલા હોય, ત્યારેપણ તેને તેની બાજુએ બેસાડતો હતો. પાંચમા ચાર્લ્સે ટીસીઅનને રસ્તો બતાવ્યો; અને એક દહાડો જ્યારે ચિતારાના હાથમાંથી બ્રસ પડી ગયું ત્યારે ચાર્લ્સે વાંકા વળીને ઉચકી લીધું અને કહ્યું કે તારી ચાકરી શહેનશાહ કરે તે તને યોગ્યછે. દશમા લીઓએ એવી ધમકી આપી કે, જે માણસ ગ્રંથકર્ત્તાની કબુલત સિવાય એરિઓસ્ટોની કવીતા છપાવે અથવા તો વેચે તેને દેશનિકાલ કરવો. અગર જો હઈડને એક વખતપર લુચ્ચાઈથી એવું અવલોકન કીધું છે કે, ગાયનના પ્રોફેસર શિવાય દરેક જણ મને ચાહેછે અને મારા વખાણ કરેછે, તો પણ બધા મહાન ગવૈયાઓ એક બીજામાં કેટલું મહત્વ રહેલું છે, તે જાણવાને અસાધારણ રીતે તત્પર હોયછે. હઈડન પોતે જાતે જુજ અદેખાઈથી બીલકુલ સ્વતંત્ર થએલો જણાયછે. પ્રખ્યાત પારેપારોને વિષે એનું વખાણ એવું છેકે તેના ઘરમાં પ્રવેશ કરવાનું અને તેના ચાકર તરીકે ચાકરી કરવાનું નક્કી કીધું. જે કુટુંબની સાથે પારેપારો રહેતો હતો, તેની સાથે પીછાન કીધું, અને તેથી તેને તે અધિકારમાં ચાકરી કરવાની રજા મળી. દરેક સવારમાં તે અનુભવી

ઘરડા માણસના ડગલાને તથા જોડાને સાફ કરવા લાગ્યો. અને તેની ગંદી થએલી વાળની ટોપાને પણ બરાબર સારી હાલતમાં રાખવા લાગ્યો. તે પહેલાં તો આ નવા માણસને જોઈને ચીડાઈને બબડયો, પણ તેની કટુતા ધીમે ધીમે નરમ પડતી ગઈ, અને એવું તો બન્યું, કે તેને ચહાવા પણ લાગ્યો. તેણે જોયું કે આ ચાકરમાં બુદ્ધિ સારીછે, અને તેના બોધથી તે એવે રસ્તે દોરવાયો, અને એવું બન્યુ કે, તે ઘણોજ પ્રખ્યાત થયો. હેન્ડલના વખાણ કરવામાં હઈડન પોતે જાતેજ આગ્રહી હતો, એક પ્રસંગે તેણે એવું તો કહ્યું છે કે, તે આપણા બધાનો બાપછે.

સ્કારલેટીએ આખી ઈટાલીમાં હેન્ડલનાં વખાણ કીધાં, અને જયારે તેનું નામ લેવાતું ત્યારે તેના માનની ખાતર પોતે જાતેજ વચમાં પડતો. મોઝાર્ટસને મોટા કવિતા રચનારની સાથેનું ઓળખાણ એ કંઈ ઓછું નહતું. તેણે કહ્યું કે જયારે તે ચાહતો ત્યારે હઈડન વીજળીના ચમકારાનીમાફક તેના મનમાં ચમકતો દેખાતો. બીધોવને ગાયનના રાજા તરીકે તેને આશિર્વાદ દીધો. જયારે બીધોવન મોતના બીછાના ઊપર હતો ત્યારે તેના એક મિત્રે હેન્ડલનો એક ૪૦ વોલ્યુમનો ગ્રંથ તેને નજરાણામાં મોકલ્યો. તેને એક ઓરડામા લાવવામાં આવ્યો, અને ફરીથ

જીવતી આંખે તેને નિહાળીને જોઈને તેણે તેની તરફ આંગળી કરીને કહ્યું કે, એમાંજ સત્યછે. હઈડન બુદ્ધિમાન મહાન પુરૂષો કે જેઓ અગાડી થઈ ગએલા તેઓને ઓળખેછે એટલુંજ નહિ પણ હાલના જુવાન મોઝાર્ટ અને બીથોવનને પણ ઓળખાણ થયું હતું. નીચ માણસો તેઓના જાતિ ભાઈઓની અદેખાઈ કરેછે. પણ ખરેખરા મોટા મહાન પુરૂષો તો તેઓને શોધી કાઢેછે. અને દરેક બીજાને ચાહેછે. મોઝાર્ટ હઈડનને વિષે એવું લખ્યું છેકે, હું ફક્ત મ્યુઝિકના દરેક મિત્રનો અને તેમાં મુખ્યત્વેકરીને મહાન પુરૂષના મનપર ગાયનના રાગ અને મોઝાર્ટના અદેખાઈ વગરનુ ગાયનની ખરી કિંમતને સારૂ માન આપવાને ચાહું છું કે જે મને લાગેછે અને ભોગવુંછું પછી પ્રજાઓ માંહોમાંહે આવા રત્નને પોતાની હદમાં રાખવાને હરીફાઈ કરે. પ્રેગે આ કિમતી માણસને રાખવાને યત્ન કરવું જોઈતું નહતું. પણ તેનો કંઈ બદલો વાળી ગુણકરવો જોઇતો હતો, કેમકે એ સિવાય મોટા બુદ્ધિમાન પુરૂષનો ઈતિહાસ બેશક દીલગીરી ભરેલો દેખાય. મોઝાર્ટ કે જેની બરોબરી થઇ શકે એવી નથી તે રાજદરબારમાં નહિ રોકાએલો જોઈને મને ઘણો ગુસ્સો આ-

વેછે. મારા જુસ્સાની મને માફ કરો, પણ હું તો એ માણસને અત્યંત પ્યારથી ચાહું છું.

મોઝાર્ટ હઈડનના ગુણ જાણવામાં તેટલોજ ઉદાર હતો. હઇડનને વિષે બોલતાં તેણે એક ટીકા કરનારને કહ્યું છે કે, સાહેબ, જો તમે અને હું બે સાથે મળી જઈએ તો પણ એક હઇડનને માટે સાધન પૂરાં પાડીશું નહિ. અને મોઝાર્ટ જયારે પહેલવહેલાં બાથાવનને સાંભળયો, ત્યારે તેણે કહ્યું છે કે, પેલા જુવાન માણસને લક્ષ દઈને સાંભળો. ખાત્રી રાખજો કે એ માણસ દુનિઆમાં એક મોટું નામ કાઢશે. બફને ન્યુટનને બીજા બધા ફીલાસોફરના ઉપર મૂકયોછે. અને તેનાં એટલા તો ઉંચા પ્રકારનાં વખાણ કીધાં છેકે, તે કામપર બેસતો, ત્યારે તેની છબી તેના મોં આગળ હંમેશાં તે રાખતો. એજ વૃત્તીથી શીલરે સેક્ષપીયર તરફ ઊપર જોયું કે જેના અંજમુદો જયાં સુધી પહેલે પ્રકારે તેનો સ્વભાવ સમજવાને શક્તિમાન થયો નહિ, ત્યાં સુધી માનપૂર્વક રીતે અને ઉત્સાહથી વર્ષોનાં વર્ષ સુધી કાઢયા કીધા. અને ત્યારપછી તેનું વખાણ વળી પહેલાનાં કરતાં પણ વધારે જુસ્સાવાર થયું. પિટ કેનિંગનો ઊપરી અને શૂરવીર હતો કે જેની પાછળ પાછળ તે ચાલતો હતો, અને તેનાં વખાણ તેણે પ્યારથી અને એક નિષ્ટાથી કીધાં. કેનિંગે કહ્યું છેકે, એ

માણસ જ્યાં સુધી તે જીવ્યો ત્યાં સુધી તેનેજ મેં મારૂં અંતઃકરણ અને મારો આત્મા સોંપ્યોછે. જ્યારથી મી. પિટ મરણ પામ્યો, ત્યારથીજ હું કોઈને મારા દોરવનાર ગણતો નથી. મારો રાજદરબારી પ્રજાધર્મ તેની કબરમાં દટાએલો પડયોછે.

મી. રૂક્ષ એક ફ્રેન્ચ ફીઝીઓલોજીસ્ટ તેના વિદ્યાર્થી-ની આગળ એક દહાડો ભાષણ કરવામાં રોકાએલો હતો, એટલામાં સર ચાર્લ્સ બેલ કે જેની શોધ ઘરના કરતાં બહાર વધારે ઉંચા પ્રકારથી જાણવામા આવેલીછે અને જેની ઘણી કિંમત ગણાયછે તે ફરતો ફરતો તેની કલાસ-માં આવ્યો. તે પ્રોફેસર તેની મુલાકાતે આવનારને ઓ-ળખ્યો કે તરતજ ટીકા કરતો બંધ થયો.

હુનરના મોટાં કામથી પહેલા જાણીતા થવું એ હંમેશાં દરેક જુવાન શિલ્પીની જીંદગીમાં એક અગત્યનો હેવાલ થઈ પડેછે. જ્યારે કોરેજીઓએ રાફેલના સેઈન્ટ સાસી-લીઆના ઊપર પહેલવહેલાં નિહાળીને જોયું ત્યારે તે તેની શક્તિમાં જાગરૂત થયો, અને બોલી ઊઠયોકે હું પણ એક ચિતારોછું. એજ પ્રમાણે કોન્સ્ટેબલેં હેગરની પાડેલી કલોડનની છબીના પહેલા દેખાવના ઊપર ફરી ફરીને જોયા કીધું. જાણે તે તેની જીંદગીમાં એક નિશાની

દાખલ હોયની! એજ છબીને વિષે સર જયોર્જ બોમન્ટનુ વખાણ એવું હતું કે જયારે તે ઘરમાંથી બહાર જતો, ત્યારે તેની ગાડીમાં હંમેશાં સાથે રાખતો. મહાન અને પ્રમાણિક પુરૂષના મૂકાએલા દાખલા નાશ પામતા નથી. તેતો જે જમાના તેની પછી થાયછે તેમાં પણ જીવતા રહેછે, અને બોલતા દેખાયછે. મી. કોલ્ડનના મોતપછી થોડા વખતપર આમની સભામાં મી. ડીસ્રાઈલે ઘણોજ અસરકારક રીતે કહ્યું છે તે એછે કે.:—

જ્યારે આપણે નહિ ખોટ પૂરી પડી શકે એવાં, અને નહીં બરાબરી થઈ શકે એવાં મોત યાદ આવેછે, ત્યારે આપણે માટે રહેલો એક દીલાસો છે કે, મોટા માણસો આપણી પાસેથી બીલકુલ જતા રહ્યા નથી, કે તેઓના શબ્દ ઘણી ખરી વાર આ સભામાં બોલાયછે, કે તેના દાખલા ઘણી ખરી વાર સૂચના તરીકે લેવામાં આવેછે અને તેની આજીજી કરવામાં આવેછે અને તેઓનાં દરેક વાક્ય દલીલ અને તકરારના ભાગ થઈ પડેછે. હું કહુંછું કે હાલમાં પણ પાર્લમેન્ટમાં એવા કેટલાક મેમ્બરોછે, કે જેઓ હયાત નથી, તોપણ આ સભાના હજુ સુધી મેમ્બરોછે, કે જેઓ નાશથી, બનાવટના ચાળાથી અને વખ-

તના દરમ્યાનથી સ્વતંત્રછે. હુંધારૂં છું કે મો. કોબડન એમાંનો એક છે.

જન્મવૃત્તાંત ઉપરથી મોટી શિખામણ એ મલેછે કે, માણસ પોતાની શક્તિ પ્રમાણે કેવો થઈ શકેછે, અને શું શું કરીશકેછે, એ આપણે શીખીએ છીએ, એજ પ્રમાણે એથી દરેક માણસમાં તાજુ બળ અને ભરોસો આવેછે. મહાન પુરૂષોનાં ધ્યાનમાં ગરીબમાં ગરીબ પુરૂષોનાં વખાણ કરી શકેછે અને આશા રાખી શકેછે. અને હિંમત ધરી શકેછે. આપણામાં લોહી અને કુટુંબથી એકઠા મળેલા આ જાતિભાઈઓ કે જેણે સંસાર ભોગવ્યો છે, તે હજુ સુધી તેઓની કબરમાંથી આપણી સાથે બોલતા અને જે રસ્તે તેએ ગએલાં છે તે રસ્તે આપણ દોરવતા દેખાયછે.

હજુ સુધી તેઓના દાખલા આપણને દોરવેછે. આપણને અસર કરેછે, અને વળી સૂચના પણ આપેછે. કેમકે વર્તણુકનું ઉમદાપણું એ જમાના પર્યંત અને તેના જેવા ફરીથી પેદા કરવાને દોરવતી એ હંમેશની બક્ષીસછે. ચીના લોકો કહેછેકે ડાહ્યા માણસો સો જમાનામાં બોધકર્ત્તા થઈ પડેછે. જ્યારે લુની રીતભાત• વિષે આપણે સાંભળીએ છીએ ત્યારે મૂર્ખ માણસો ચાલાક થાયછે. અને ઢચુ પચુ મનના માણસો દ્રઢ મનના થાયછે. આજ રીતે સારા મા-

ણુસની અનુભવી જીંદગી તેની પછી થનારા માણસોને છુટ અને સ્વતંત્રની ગોષ્ટિ થઈ પડેછે.

એ પ્રમાણે આપણાં મન બીજા જમાનાને માટે મૂકી જઈએ તો આપણે મરી ગએલા ન કહેવાઈએ. જે સુ-શોભિત શબ્દો સારા માણસ બોલી ગયાછે, જે દાખલાઓ તેઓ આપી ગયાછે, તે અનંત કાળ સુધી રહેછે. તેઓ તેઓની પછી થનારાના મન અને વિચારમાં ભળી જાયછે, અને સંસારની જીંદગીમાં દોરવવાને મદદ આપેછે. અને ઘણી ખરી વારતો મોતને સમયે દીલાસો આપેછે. હેન્રી માર્ટન જે કૉમનવેલ્થમૅન હતો અને જે કેદખાનામાં મરી ગયોછે, તેણે કયું છેકે, સૌથી દુઃખદાયક મોત સારી રીતે ગુજારેલી જીંદગીની યાદદાસ્તની સાથે સરખાવી જો-તાં કંઈજ નથી, અને મહાન પુરૂષ ફક્ત એનેજ કહેવોકે જેણે તેની પછી થનારા માણસોમાં આવી શીખામણ અ-ને દાખલા આપીને કીર્ત્તિવંત હક મેળવ્યોછે.

સમાપ્ત.